સ્વર્ગવાસી ઠક્કર જીવાભાઈ હરગોવિન્દદાસના સ્મરણાર્થે.



પરમપૂજ્ય શ્રીમત્પરમહંસ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્મા
શ્રી ૧૦૮ સ્વામિજી શ્રીજાનકીદાસજી મહારાજની
નિર્વાણ જયંતી (સંવત્સરી)ના પહેલા
મહોત્સવ નિમિત્તે વાંચવા લખાયેલો

# નિબન્ધ.

લેખકઃ-અંબાલાલ શંકરભાઇ ઉપાધ્યાય.
બી. એ. એલએલ. બી.
વકીલ. હાઇકોર્ટ, મુંબાઈ.

पुराणमितिहासाश्च तथाऽऽख्यानानि यानि च।
महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च॥
(महाभारते-अनुशासनपर्व०)

પ્રકાશકઃ-
હરગોવિન્દદાસ નરસિંહદાસ ઠક્કર.
મુ. રાસ. તાબે-બોરસદ.

સંવત-૧૯૭૯. પ્રત. ૫૦૦. સને ૧૯૨૨.

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ [illegible] વકીલ અને માણેકલાલ
માધવજીએ છાપ્યો. ઠે. ઢીંકવા ચોકી-અમદાવાદ.

## શ્રીભગવત્કથાના આરંભનું મંગળાચરણઃ—

ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥

ૐકારં નિગમૈકવેદ્યમનિશં વેદાન્તતત્ત્વાસ્પદં ।
વિશ્વોત્પત્તિવિનાશહેતુમચલં શુદ્ધં વિભું શાશ્વતમ્ ॥
વિશ્વત્રાણપરાયણં શ્રુતિશતૈઃ સંપ્રોચ્યમાનં પ્રભું ।
સત્યં જ્ઞાનમનન્તમક્ષરમહં બ્રહ્મસ્વરૂપં ભજે ॥ ૨ ॥

નારાયણં પદ્મભવં વસિષ્ઠં શક્તિં ચ તત્પુત્રપરાશરં ચ ।
વ્યાસં શુકં ગૌડપદં મહાન્તં ગોવિન્દયોગીન્દ્રમથાસ્ય શિષ્યમ્ ॥૩॥
શ્રીશંકરાચાર્યમથાસ્ય પદ્મપાદં ચ હસ્તામલકં ચ શિષ્યં ।
તં તોટકં વાર્તિકકારમન્યાનસ્મદ્ગુરૂન્સંતતમાનતોસ્મિ ॥ ૪ ॥
સનન્દનં શ્રીસનકં સનાતનં સનત્કુમારં ચ સનત્સુજાતં ।
શ્રીવામદેવં ચ શુકં મહાન્તં નમામિ ભક્ત્યા નિજબોધસિદ્ધ્યૈ ॥૫॥

શંકરં શંકરાચાર્યં કેશવં બાદરાયણં ।
સૂત્રભાષ્યકૃતૌ વન્દે ભગવન્તૌ પુનઃ પુનઃ ॥ ૬ ॥
શ્રુતિસ્મૃતિપુરાણાનામાલયં કરુણાલયં ।
નમામિ ભગવત્પાદં શંકરં લોકશંકરમ્ ॥ ૭ ॥
કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને ।
પ્રણતક્લેશનાશાય ગોવિન્દાય નમો નમઃ ॥ ૮ ॥
નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમં ।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્ ॥ ૯ ॥
ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુરેવ પરંબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૧૦ ॥
ધ્યાનમૂલં ગુરોર્મૂર્ત્તિઃ પૂજામૂલં ગુરોઃ પદં ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥ ૧૧ ॥

તત્રૈવ ગંગા યમુના ત્રિવેણી ગોદાવરી સિન્ધુ સરસ્વતી ચ ।
સર્વાણિ તીર્થાનિ વસન્તિ તત્ર યત્રાચ્યુતોદારકથાપ્રસંગઃ ॥ ૧૨ ॥

શ્રી સચ્ચિદાનંદ દેવકી જય. શ્રી રામકૃષ્ણદેવકી જય.
શ્રી કાશીવિશ્વનાથમહાદેવકી જય. શ્રી સદ્ગુરૂ દેવકી જય.
શ્રી સ્વામિજીમહારાજકી જય. ૐનમઃ પાર્વતીપતયે. હરહર મહાદેવ.



(શ્રી ભગવત્ કથાના અંતનું મંગળાચરણ છેલ્લા પૃષ્ઠના અંદરના પૃષ્ઠમાં છે.)

# પ્રસ્તાવના.

મનુષ્યોનાં અંતઃકરણ તરફ જોતાં તેમને અનુકરણ કરવાનું વધારે રૂચતું હોય એમ સ્પષ્ટ દેખાય છે.' નાનાં બાલકો બહુધા જેતામ્સંસર્ગમાં આવે છે તે તેનાજ જેવાં આચારણ કરે છે. બાળકોની વાત બાજુઉપર રાખીએ અને મોટી વયના જન તરફ જોતાં તે પણ અનુકરણમાંજ તણાતાં દષ્ટિગોચર થાય છે. ભારત દેશના લોકોને જ્યારથી યુરોપનો સંસર્ગ થયો ત્યારથી ઘણાખરા નવયુવકો તે દેશના લોકોના વિચારો સાંભળીને તથા તેમનાં જીવનને જોઇને પવિત્ર આર્યાવર્તમાં તેવાજ પ્રકારના આચાર વિચાર વ્યવહાર અને નીતિ, અરે વેશ કેશ અને મૂછ પણ તેમના જેવીજ રાખે છે, આ સર્વ પ્રભાવ શાનો? અનુકરણનો. ભારત માતાનાં સત્સંસ્કારી સંતાનો અન્યદેશવાસીઓનું અનુકરણ કરી પોતાની પ્રગતિને નામે ભૂલમાં ભટકે તે કરતાં તેમની પાસે એવા પ્રકારના આદર્શો રજુ કરવા જોઇએ કે, જેનાયોગે તેઓ વિદેશના અનુકરણનો ત્યાગ કરી સ્વદેશી અનુકરણથી આલોક અને પરલોક એમ ઉભયલોકનું હિત સાધ્ય કરી શકે. હિંદની પ્રજા પરદેશના અનુકરણની વૃત્તિને દબાવી સ્વદેશની અનુકરણ વૃત્તિને અવલંબશે ત્યારેજ જેને યથાર્થ અભ્યુદય કહેવામાં આવે છે તેને પ્રાપ્ત કરી શકશે. એવો ઉત્તમ સમય ઇશ્વર સત્વર લાવો એમ અમે સતત ઇચ્છીએ છીએ. અસ્તુ.

અમોએ અત્રે આ જે નિબંધ જનતા પાસે રજુ કરવા ધાર્યો છે, તેમાં એક પરમહંસ મહાત્માશ્રીનું અપૂર્વ ચરિત્ર છે. આ આદર્શ કેવળ વ્યવહારીક લોકોનેજ ઉપકારક છે એમ નહિ; પરંતુ આર્યાવર્તમાં જે સાધુજીવન ગાળનારા છે, તેમને પણ આ ચારિત્ર્યમાંથી ઘણું ઘણું જાણવાનું મળે એવા અંશો છે. કેટલાએક સુધારકો જેઓ સાધુઓને ભારરૂપ સમજી તેમનાપર અનેક પ્રકારના વગર સમજે આક્ષેપોકરે છે, તેમને પણ આ નિબંધપરથી સમજાશે કે સાધુજીવન સંસારને કેટલુંક બધું ઉપકારક છે. આવી રીતે આ ચારિત્ર્ય વ્યવહારમાં રહેનારા પુરૂષોને વ્યવહારમાં રહેતા છતાં પરોપકાર વૃત્તિને પોષી રાગદ્વેષ રહીત કેમ થવું તેનો અપૂર્વ બોધ આપે છે: તેમજ મહાત્માપુરૂષો–સાધુઓ–જે સંસારીઓને હિતનો માર્ગ બતાવનાર ભોમિયા છે. તે ભોમિયાનાં લક્ષણ કેવાં હોવાં જોઇએ તેનું સ્પષ્ટ સ્વરૂપ આ ટુંક નિબંધમાં બહુજ ઉત્તમરીતે આપેલું છે. તો ઉભય પ્રકારના વાચકો આ ગ્રંથમાંથી વ્યવહાર અનેપરમાર્થના સ્વરૂપને સમજી તેમાંથી પ્રાપ્ત કરેલા પ્રકાશને આધારે પોતાનું જીવન સુધારશે તો મહાત્માશ્રીનું જીવન પ્રાપ્ત કરશે; અને તેથી લેખકે આલેખવામાં જે પ્રયત્ન કર્યો છે તે પણ સફળ ગણાશે. ઇતશમ્.

તાબે બોરસદ–ગામ રાસના રહિશ ઠક્કર **હરગોવિન્દદાસ નરસિંહદાસે** પોતાના પુત્ર **સ્વર્ગસ્થ જીવાભાઈ હરગોવિન્દદાસ**ના સ્મરણાર્થે આ નિબંધ પ્રસિદ્ધ કરેલ છે. રા. હરગોવિન્દદાસનું કુટુંબ દીર્ઘસમયથી પરમહંસ મહાત્માશ્રી જાનકીદાસજી મહારાજ તરફ ભક્તિભાવ ધરાવે છે. મરનાર જીવાભાઇ શ્રીગુરૂ અને પરમાત્મા તરફ શ્રદ્ધા ભક્તિ રાખનાર હતા. જે જીવ જેવા પ્રકારના અધિકારવાળો હોય છે, તેને સંયોગો પણ તેવાજ મળે છે. સંવત્ ૧૯૭૮ ના માહા શુક્લ પક્ષ ૧૧ ને બુધવારે માત્ર ૨૯ વર્ષની અલ્પવયે સ્વર્ગવાસી થયેલા જીવાભાઇ જેવા સત્સંસ્કારી જીવની પાછળ બ્રહ્મસ્વરૂપમાં અભેદરૂપે વિલીન થયેલા મહાત્માશ્રીનું જીવન પ્રસિદ્ધ થાય, એ તેમનાં અપૂર્વ પુણ્યોનું સુચિહ્ન છે. તેમજ તેમના પિતાશ્રીની લક્ષ્મીપણ ઉત્તમ પુણ્ય ખર્ચમાં જાય એ ઉત્તમ બાબત છે–અસંત સ્તુતિપાત્ર છે. અંતમાં અમે એમ ચાહીએ છીએ કે:–**" મરનાર જીવાભાઈના આત્માને તેમના અન્તઃકરણમાં રહેલા શુભ સંસ્કારોના પ્રેરક શ્રીપરમદયાળુ પરમાત્મા શાંતિ આપો. "**

આધુનીકકાલમાં ઘણાં જીવનવૃત્તાંતો લખાયાં છે–લખાય છે–અને લખે છે; પરંતુ તે ઘણી અતિશયોક્તિ અને કપોલકલ્પિત અર્થવાદ વાકયોથીજ–કૃત્રિમપણાથીજ–પૂર્ણ કરાતાં દષ્ટિગોચર થાય છે: અને તે અંતે હાસ્યતાનેજ પાત્ર થયાં છે ને થાય છે. તથાપિ આ ઉલ્લેખ

એવો નથી. આ નિબન્ધમાં માત્ર મ્હારા પોતાના અનુભવના તેમ અન્ય આપ્તપુરૂષોના મુખથ શ્રવણ કરેલા તથા પત્રદ્વારાએ સંપ્રાપ્ત થયેલાજ વિષયોનો ઉલ્લેખ કરવામાં આવેલો છે જેથી તે સર્વથા સત્યજ છે, એવો મ્હારો દૃઢ વિશ્વાસ છે.

પરમપૂજ્ય શ્રીમત્પરમહંસ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ **મહાત્મા શ્રી૧૦૮ સ્વામિજી શ્રીજાન કીદાસજી મહારાજની નિર્વાણજયંતી** (સંવત્સરી)નો પહેલો મહોત્સવ સંવત્ ૧૯૭૮-કાર્તિક વદી ૬ ને સોમવાર તા. ૨૧-૧૧-૨૧ ને રોજ થવાનો તે નિમિત્તે વાંચવા લખાયેલ આ નિબંધને કોઇ અનિવાર્ય કારણોથી વખતસર પહોંચવામાં વિલંબ થઇ; જેથી તે શુભ પ્રસંગે વાંચવાનો અવસર નહિં આવવાથી આજે **સંવત્ ૧૯૭૯ ના કાર્તિક કૃષ્ણપક્ષ ૬ ને શુક્રવાર તા. ૧૦-૧૧-૨૨** ને રોજ **નિર્વાણ જયંતીનો દ્વિતીય મહોત્સવ** ગામ વાસણાના ઠક્કર લાલભાઈ નરસીદાસ ( અમદાવાદવાળા ) એ શ્રીમદ્ભાગવતની સપ્તાહનું પારાયણ સંવત્ ૧૯૭૯ ના કાર્તિક શુકલ પક્ષ ૧૫ ને શનીવારથી આરંભી ઉજવ્યો; તે આ આહ્લાદ જનક શુભ પ્રસંગે કિંચિત્ સુધારા વધારા સાથે, લોક હિતાર્થે આ સર્વના સમક્ષ દૃષ્ટિગોચર થાય તેમ પુસ્તકાકારે પ્રસિદ્ધિમાં મૂકાય છે. તે વાંચી સર્વ સંતુષ્ટ થશે, અને કૃતાર્થતા માનશે; કે જેથી હું આ મ્હારો અલ્પશ્રમ સફલ માનીશ, અને વળી ઈશ્વર કૃપાથી મહારાજશ્રીનું વિસ્તૃત જીવનચરિત્ર લખવા ઉત્સાહી થઇશ.

આ નિબંધ લખવામાં પ્રથમ મહોત્સવ વખતે સમય બહુજ થોડો મળવાથી લખવામ અતિ ઉતાવળ કરવી પડી છે, જેથી અત્યંત સંક્ષેપમાં બહુજ થોડા અક્ષરોથી લખવાની જરૂર પડી છે; તેથી કોઇ સ્થળે પ્રસંગે તૂટક દોષ, સંકોચ કે દૃષ્ટિદોષ માલુમ પડે તો પણ પાઠક ગણ ભક્તિસંયુક્ત લેખથી ઉદાર અને પ્રસન્ન ચિત્તથી સંતોષ પૂર્વક આનંદ માનશે. આ નિબંધથી એમ અનુમાન કરવાનું નથી કે શ્રીસ્વામિજી મહારાજનું જીવનવૃત્તાંત આટલુંજ છે; પરંતુ શ્રીગુરૂપરમાત્માની કૃપાથી શ્રીમહારાજના જીવનવૃત્તાંત સંબંધમાં લખવાની ઘણી સાધન સામગ્રીનો સંગ્રહ મ્હારી પાસે એકઠો થએલો છે અને થશે; કે જેથી તે શ્રીસદ્ગુરૂની પ્રેરણાથી એક મ્હોટા પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થવા સંભાવના છે.

આ નિબંધસંબંધમાં કોઇને કંઇ લખવા ઈચ્છા હોય તો તે, તથા શ્રીસ્વામિજીમહારાજના સંબંધમાં જેઓને જે વાતો જ્ઞાત હોય, તથા જેમની સાથે મહારાજશ્રીનો શાસ્ત્ર વિનોદ પરિચય થયેલો હોય, તેમ મહારાજશ્રીની પાસેથી જેમણે જે કાંઇ ગ્રહણ-સંપાદન-કરેલું હોય, અને જેજે અપૂર્વ લાભો મેળવ્યા હોય તે, ગામ **આંકલાવ**-સ્ટેશન વાસદ-ના **છગનલાલ રેવાશંકર પાઠક** ઉપર લખી મોકલવા મહેરબાની કરશો; કે તે ઉપકારસાથે સ્વીકારી તે સર્વનો સંગ્રહ કરી પ્રસંગ આવે શ્રીસ્વામિજીમહારાજના વિસ્તૃત જીવનચરિત્રમાં દાખલ કરી અનેક ભક્ત જનોના શ્રેયાર્થે અમર કરવામાં આવશે.

**येषां ज्ञानं च विद्या गुरुपदकमले नास्ति भक्तिर्नराणां ।**
**येषां नित्यं गुरूणां स्तवगुणकथने नानुरक्ता रसज्ञा ॥**
**येषां स्तः सादरौ स्राक् ह्यविचलसुखसच्चिच्छिवे नैव कर्णौ ।**
**धि[illegible]क्तान्[illegible]क्तान्धिगेतान्कथयति सततं [illegible]स्थो मृदङ्गः ॥**

જે મનુષ્યોને જ્ઞાન, વિદ્યા, અને શ્રીગુરૂના ચરણકમલોમાં ભક્તિ નથી, અને જેઓની જિહ્વા-વાણી-શ્રીગુરૂઓનીસ્તુતિના ને ગુણોના કથનમાં નિત્ય અનુરક્ત નથી; તથા જેઓના કાનો પ્રસિદ્ધ અવિચલનિરતિશયાનન્દરૂપ, સદ્રૂપ ને ચિદ્રૂપ શિવના શ્રવણમાં શીઘ્ર આદર સહિત નથી; તેઓને ધિક્કાર છે, તેઓને ધિક્કાર છે, તેઓને ધિક્કાર છે; એમ કીર્તનમાં સ્થિત રહેલી મૃદંગ નિત્ય બોલે છે.

*A. S. Upadhyaya.*

# श्रीप्रातःस्मरणस्तोत्रम् ॥

वसन्ततिलका वृत्तम् ।

प्रातःस्मरामि हृदि संस्फुरदात्मतत्त्वम् ।
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ॥
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं ।
तद्ब्रह्म निष्कलमहं न च भूतसङ्घः ॥ १ ॥

भाषानुवादं- कवित ॥

हृदे मध्ये स्वप्रकाश आत्मतत्त्व निजभास-
प्रातःकाले है हुल्लास समरन ठानिये ।
सद चिदानन्दघन यति योगी गति धन-
तामे नित्य जोडे मन तुरीया पिछानिये ।
जाग्रत स्वपन वासे सुषुपतिकुं प्रकाशे-
तीनुं वस्था साक्षी भाषे सोऽहंब्रह्म जानिये ।
पञ्चभूतको संघात देहादिक जडजात-
सो न मेरो रूप तात कलातीत [illegible] ॥ १ ॥

**श्लोकार्थः**—હૃદય કમલવિષે–અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિઓના સાક્ષીરૂપ હોવાથી અહંવૃત્તિવિષે–સ્વયંપ્રકાશરૂપે સ્ફુરાયમાન, સચ્ચિદાનંદમય, પરમહંસોની ગતિરૂપ, અને તુરીયસ્વરૂપ, જે આત્મતત્ત્વ છે, તે આત્મતત્ત્વને હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું. જે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિને જાણે છે, ઉત્પત્તિ નાશરહિત છે, નિરવયવ છે, સર્વથી અધિકવ્યાપક પરમાત્મા છે; તે બ્રહ્મ હું છું. પંચભૂતોના સમુદાયરૂપ હું નથી. એ પ્રકારે સ્મરણ કરૂં છું. (૧)

प्रातर्भजामि मनसे वचसामगम्यं ।
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ॥
यन्नेति नेति वचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥

भाषानुवादं- कवित ॥

मन वाणीके जु परे ज्ञानी तामे चित्तधरे-
प्रभाते भजन करे वृत्ति ब्रह्माकार है ।
चिद् ब्रह्मके प्रकासे लोक वेद वाक्य भासे-
स्वस्वअर्थकुं उजासे तत्त्वको विचार है ।
नेति नेति वेद ररे उपाधिकुं दूर करे-
प्रपञ्चसे जो है परे शुद्ध निराधार है ।

देवनकोदेव जोई अज हु अच्युत सोई-
सब शिरोमणि वोई गावत अपार है ॥ २ ॥

श्लोकार्थः—મનવાણીના અવિષયરૂપ, અને સર્વવાણી જેમના અનુગ્રહથી પ્રકાશ થાય છે; જેને વેદો 'नेतिनेति' (સ્થૂલ સૂક્ષ્માદિ શરીરરૂપ, જાગ્રતાદિ અવસ્થારૂપ, ચક્ષુઆદિ જ્ઞાનેન્દ્રિયોરૂપ, વાક્આદિકર્મેન્દ્રિયોરૂપ, પંચપ્રાણાદિરૂપ, શબ્દાદિવિષયરૂપ, તથા યત્કિંચિત્ દશ્યજગત્રૂપના નિષેધક) વચનોએ કરીને કથન કરે છે; અને જેને બ્રહ્મવેત્તાઓ દેવોનાદેવ, અજન્મા, અચ્યુત, અને મુખ્યરૂપ કહે છે; એવા સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપને પ્રાતઃકાલમાં હું ભજું છું. (૨)

प्रातर्नमामि तमसः परमर्कवर्णं ।
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ॥
यस्मिन्निदं जगदशेषमशेषमूर्त्तौ ।
रज्ज्वां भुजङ्गम इव प्रतिभासितं वै ॥ ३ ॥

भाषानुवाद-। कवित ॥

तम हु अविद्यापार वेदको सिद्धान्तसार-
आपाकुं धारकर प्रभाते प्रणाम है ।
रविसम स्वते भासे मन बुद्धि प्रकासे-
शुद्ध बुद्ध स्वविकासे मुक्तको विश्राम है ।
देशकालवस्तुच्छेद पूरणमे नहिं भेद-
सनातन कहे वेद पूरुष हि धाम है ।
सब जगके आधार अस्ति भाति प्रिय सार-
रज्जुमे ज्यूं सर्पाकार तैसे रूप नाम है ॥ ३ ॥

श्लोकार्थः—અજ્ઞાનથી પર, સૂર્યસમ વર્ણવાળા-સ્વયંપ્રકાશ, પરિપૂર્ણ-વ્યાપક, સનાતન પદ, પુરૂષોત્તમ નામક એવા અને સર્વ મૂર્તિસ્વરૂપ જે પરમાત્માનેવિષે આ સમગ્ર જગત્ વિવર્ત્તરૂપે રજ્જુ (દોરડી)માં જેમ સર્પ પ્રતીત થાય છે તેમ ભાસમાન થઇ રહ્યું છે; એવા સર્વવ્યાપક ચૈતન્ય દેવને પ્રાતઃકાલમાં અભેદ નિશ્ચયરૂપ હું નમસ્કાર કરૂં છું. (૩)

अनुष्टुप् छन्दः ।

श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमद्भगवत्पादाचार्य्य विरचितं
श्रीप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

भाषानुवाद- कवित ॥

तीनश्लोक सुहावे तीनलोक शोभा चित्र-
चित्त धरो प्यारे मित्र कविकुं बधाईके ।

प्रभाते पठे तु को परं पद पावे सोई-
ज्ञान तें कैवल्य होई श्रुति कहे गाईके ।
शांक । मधुरी बानी अविद्या कल्याना-
नित्यमुक्ति खखानो सुनो प्रेम लाईके ।
ऐक्य नमे विश्वात्मा शङ्कर नामो साक्षात-
गुरुपाद नमो तात भक्ति त धाईके ॥ ४ ॥

इति श्रीमत्परमहंसस्वामिश्रीजानकीदासमहात्मना विरचितं
श्रीप्रातःस्मरणस्तोत्रस्य भाषानुवादं समाप्तम् ॥

**श्लोकार्थः**—પુણ્યરૂપ, અને ત્રિલોકીના વિભૂષણરૂપ, આ ત્રણ શ્લોકનો જે મનુષ્ય પ્રાતઃકાલમાં પાઠ કરે છે; તે મનુષ્ય પરમપદ (મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. (૪)

ઇતિ શ્રીસટીક પ્રાતઃસ્મરણસ્તોત્રં સંપૂર્ણં ॥

ॐ तत्सत् ॥

## श्रीशङ्करदेशिकाष्टकम् ॥

तोटकवृत्तम् ।

विदिताखिलशास्त्रसुधाजलधे महितोपनिषत्कथितार्थनिधे ।
हृदये कलये विमलं चरणं भव शङ्कर देशिक मे शरणम् ॥ १ ॥

નિખિલશાસ્ત્રરૂપ અમૃતનો સમુદ્ર જેમને જ્ઞાત છે એવા હે સદગુરો ! પરમ પૂજ્ય ઉપનિષદોમાં કથન કરેલા અર્થના નિધિરૂપ અર્થાત્ સચ્ચિદાનંદસ્વરૂપ એવા હે જગદ્ગુરો ! હું હૃદયમાં ત્હમારા નિર્મલ ચરણકમલનું ધ્યાન કરૂં છું. હે શંકર ( હે સુખકરવાવાળા ) ! હે દેશિક ( હે ગુરો ) ! ત્હમે મારૂં શરણ ( આશ્રય ) થાઓ; અર્થાત્ હું ત્હમારો આશ્રિત-શરણે રહેવાવાલો-છું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનરૂપ આપ થાઓ. ૧

करुणावरुणालय पालय मां भवसागरदुःखविदूनहृदम् ।
रचयाखिलदर्शनतत्त्वविदं भव शंकर देशिक मे शरणम् ॥ २ ॥

હે કરૂણારૂપ જળના સ્થાન ભૂત ગુરો ! ત્હમે, સંસાર સમુદ્રના દુઃસહ દુઃખો વડે વિનષ્ટ થયેલા અંતઃકરણવાળા મ્હને પાળો; અર્થાત્ મ્હારૂં પાલન કરો. તથા સમસ્તવેદ શાસ્ત્રના તત્ત્વને જાણવાવાળો મ્હને બનાવો. હે સુખકરવાવાળા ગુરો ! ત્હમે મારૂં શરણ ( આશ્રય ) થાઓ. ૨

भवता जनता सुहिता भविता निजबोधविचारण चारुमते ।
कलयेश्वरजीवविवेकविदं भव शङ्कर देशिक मे शरणम् ॥ ३ ॥

હે આત્મજ્ઞાન સંબંધિ વિચાર કરવામાં સુંદર બુદ્ધિવાળા પ્રભો ! આપના સમાગમવડે જનસમુદાય નિરતિશય શ્રેયઃસંપાદન કરવાવાળા થશે. હે સદ્ગુરો ! આપ જીવબ્રહ્મના વિવેકને જાણવાવાળો મ્હને કરો. હે શંકર ગુરો ! ત્હમે મારૂં શરણ ( આશ્રય ) થાઓ. ૩

**भव एव भवानिति मे नितरां समजायत चेतसि कौतुकिता ।**
**मम वारय मोहमहाजलधिं भव शङ्कर देशिक मे शरणम् ॥ ४ ॥**

હે ગુરો ! ( જેમ રજ્જુ ( દોરડી ) સર્પરૂપે પ્રતીત થાય છે તેમ ) આપજ સંસારરૂપ ભાસમાન થયા છો, અર્થાત્ આ પ્રત્યક્ષ દશ્યમાન્ સર્વ જગત વિવર્તરૂપથી આપમાંજ પ્રતીત થઇ રહ્યું છે, એવું મ્હારા અંતઃકરણમાં કૌતૂહલ નિરંતર ઉત્પન્ન થાય છે, અથવા હે ગુરો ! ભવ–શિવ ( કલ્યાણ સ્વરૂપ ) આપજ છો; અર્થાત્ સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિ પરમાત્મા આપજ છો. સાધુ ભક્તજનોના શ્રેયાર્થે આપ આપની અગાધમાયા શક્તિનો આશ્રય કરી સ્વેચ્છાનુસાર માનુષ્ય દેહ ધારણ કરી વિચરો છો; તેજ પ્રમાણે આ દેહધારી ત્હમો મ્હારી સન્મુખ સ્થિત થઇ મ્હને સદુપદેશ કરી રહ્યા છો; એ પ્રકારનું મ્હારા હૃદયમાં કુતૂહલ નિરંતર સમ્યક્ ઉદ્‌ભવે છે. હે સ્વામિન્ ! મ્હારા મોહરૂપ મહાસમુદ્રને નિવારણ કરો. હે સુખકરવાવાળા હે ગુરો ! ત્હમે મારૂં શરણ ( આશ્રય ) થાઓ. ૪

**सुकृतेऽधिकृते बहुधा भवतो भविता पददर्शनलालसता ।**
**अतिदीनमिमं परिपालय मां भव शङ्कर देशिक मे शरणम् ॥ ५ ॥**

હે ગુરો ! અનેક પ્રકારથી સુકૃત અધિક સંપાદન કરેસતે આપના પદદર્શનની લાલસા ઉત્પન્ન થશે. હે નાથ ! આ અતિદીન એવા મ્હને (મ્હારૂં) પરિપાલન કરો. હે શંકરગુરો ! ત્હમે મ્હારૂં શરણ (આશ્રય) થાઓ, ૫.

**जगतीमवितुं कलिताऽऽकृतयो विचरन्ति महामहसश्छलतः ।**
**अहिमांशुरिवात्र विभासि पुरो भव शङ्कर देशिक मे शरणम् ॥ ६ ॥**

હે જગદ્‌ગુરો ! જગત્‌નું રક્ષણકરવાને અર્થે અર્થાત્ સંસારસમુદ્રમાં ડૂબતા જીવોનો સમુદ્ધાર કરવાને અર્થે પરમાત્માની આકૃતિઓ–અવતારો–કલ્પેલાછે: તે મહાતેજના મિષથી વિચરેછે. તેજ શિવાવતારરૂપ આપ સૂર્યનીપેઠે અહીંઆં સન્મુખ ભાસોછો. હે સુખકરગુરો ! ત્હમે મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. ૬.

**गुरुपुंगव पुंगवकेतन ते समतामयतां न हि कोऽपि सुधीः ।**
**शरणागतवत्सल तत्वनिधे भव शंकर देशिक मे शरणम् ॥ ७ ॥**

હે ગુરૂવર ! હે શ્રેષ્ઠોનાસ્થાનભૂત ! કોઈપણ પંડિત આપની તુલ્યતાને પ્રાપ્ત થતા નથી, એ નિઃસંદેહછે. હે શરણાગતવત્સલ ! હે તત્વનિધે ! હે શંકરદેશિક ! ત્હમે મ્હારૂં શરણ (આશ્રય) થાઓ: અર્થાત્ હું ત્હમારો આશ્રિત–ત્હમારે શરણે રહેવાવાળો–ત્હમારો દાસ છું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનભૂત આપ થાઓ. ૭.

**विदिता न मया विशदैक कला न च किञ्चन काञ्चनमस्ति गुरो ।**
**द्रुतमेव विधेहि कृपां सहजां भव शंकर देशिक मे शरणम् ॥ ८ ॥**

હે ગુરો ! આપની એકપણ શુભ્ર કલા મેં સ્પષ્ટ જાણી નહિ. હે નાથ ! મ્હારી પાસે કિંચિ-માત્ર કાંચન નથી; હું સર્વથા અકિંચન છું જેથી આપને સમર્પણ કરવા યોગ્ય કાંઇ પણ ઉપહાર લાવી શકું તેમ નથી. હે સુખકરવાવાળા ગુરો ! આપ મ્હારૂં શરણ ( આશ્રય ) થાઓ, અને શીઘ્રજ સ્વભાવિકી કૃપા કરો. જેથી–આપના અનુગ્રહથી–મ્હારૂં શ્રેયઃકલ્યાણ-થાય..૮

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमत्तोटकाचार्य्य विरचितं**
**श्रीशङ्करदेशिकाष्टकस्तोत्रं सम्पूर्णम् ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः**

# श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रम् ॥

वसन्ततिलका वृत्तम् ।

प्रातःस्मरामि हृदि सद्गुरुशुभ्रमूर्त्तिम् ।
संसारसागरसमुद्धरणैकपोतम् ॥
विज्ञानदग्धरिपुमण्डलविश्वपालम् ।
जन्मादिदुःखहरमौषधमद्वितीयम् ॥ १ ॥

અતિગંભિર પ્રચંડ સંસાર સમુદ્રમાંથી ભક્તોને સમ્યક્ ઉદ્ધારણ થવા એક અભંગ નૌકારૂપ એવા, અને વિજ્ઞાનબળવડે કરીને કામ ક્રોધાદિ ભયંકર શત્રુ સમૂહને બાળી ભસ્મ કર્યા છે જેમણે એવા, જગતના પાલક, અને જન્મમરણાદિદુઃસહ દુઃખોના હરનાર અદ્વિતીય ઔષધરૂપ, તથા શુભ્ર-શાંત-સુંદર-શુક્લ-મૂર્ત્તિસ્વરૂપ એવા. શ્રીસદ્ગુરૂદેવને પ્રાતઃકાળમાં હું અંતઃકરણવિષે સ્મરણ કરૂં છું. (૧)

प्रातर्वदामि मनसा वचसाऽऽदिना तं ।
शोभाकरं स्वयशसा तु दिगङ्गणानाम् ॥
वेदान्तसारनिगमागमपारगं शं ।
ब्रह्मादिविश्वमुनिसेवितसिद्धशान्तम् ॥ २ ॥

પોતાના યશવડે દિશાઓના સમુદાયને શોભારૂપ કરનારા, વેદાન્તના તત્ત્વરૂપ, વેદશાસ્ત્રના પારને પ્રાપ્ત થયેલા, સુખસ્વરૂપ, અને બ્રહ્માદિદેવોએ તથા સર્વમુનિઓએ સેવિત, સિદ્ધસ્વરૂપ તથા શાંતસ્વરૂપ એવા તે શ્રીસદ્ગુરૂદેવને મન વાણી અને કાયાદિવડે કરીને હું પ્રાતઃકાળમાં ઉચ્ચારણ કરૂં છું. (૨)

प्रातर्भजामि हृदि मे किल संस्थितं त्वां ।
विज्ञानदं त्रिविधितापहरं महान्तम् ॥
सच्चित्सुखं परमहंसमजं त्वनन्तम् ।
श्लाघ्यं गुरो हि च मुमुक्षुभिरर्कवर्णम् ॥ ३ ॥

મ્હારા હૃદયનેવિષે નિશ્ચય સ્થિત એવા, અને શરણાગતને વિજ્ઞાનના દાતા, તથા આધ્યાત્મિકાદિત્રિવિધ તાપના હરનાર, અને મહાન્ આત્મસ્વરૂપનો નિર્ણય છે જેમનો એવા, ત્રિકાલાબાધ્ય, ચૈતન્ય-જ્ઞાન-સ્વરૂપ, આનંદ-સુખ-સ્વરૂપ, પરમહંસસ્વરૂપ, અજન્મા, અંત રહિત, સૂર્યસમ પ્રકાશરૂપ, અને મુમુક્ષુજનોએ સ્તુતિ-પ્રશંસા-પૂજા-કરવાને યોગ્ય એવા, પ્રસિદ્ધ હે સદ્ગુરો! તમને પ્રાતઃકાળમાં હું ભજું છું. (૩)

प्रातर्नमामि गुरुसद्गुरुसिद्धदं तं ।
विश्वेश्वरं च करुणाश्रितरक्षतारम् ॥
रुद्राक्षभस्मधरमक्षरशुद्धदेवम् ।
पूर्वं शिवेन तु माहात्म्यमपारमुक्तम् ॥ ४ ॥

પોતાના કરૂણાબ્ધિના લેશ તરંગવડે સ્વઆશ્રિત ભક્તોના તારક, અને ભસ્મ રૂદ્રાક્ષના ધારણ કરનાર, અક્ષર (અવિનાશી) શુદ્ધ, દીપ્તિમાન્ દેવસ્વરૂપ, અને જેમનું અપાર માહાત્મ્ય

પૂર્વકાલમાં શ્રીશંકરે પાર્વતી પ્રત્યે કથનકરેલું છે એવા, વિશ્વનાથેશ્વર, અને સર્વસિદ્ધિઓના દાતા; તથા અંધારી રાત્રિના ચાર પહોર સમાન *ચાર ગુરૂઓના પ્રભાતના (સૂર્યોદયના) પહોરસમાન પ્રકાશક-અજ્ઞાન અંધકારનાનાશક-જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવિત્ જે શ્રીસદ્‌ગુરૂદેવ, તેમને પ્રાતઃકાળમાં હું નમસ્કાર કરૂં છું. (૪)

प्रातर्भजेऽ[illegible] हि चिदादिवर्ण-

स्त्वां पूज्य [illegible] तु गुरोश्चरण[illegible]ः ॥

प्रातः[illegible] जनाः सततं शुभं ये ।

गच्छन्ति ते त्वजपदं स्तवनं हि नित्यम् ॥ ५ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमन्माधवानन्दपूज्यपादशिष्यचिदानन्द-स्वामिना विरचितं श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

હે પ્રસિદ્ધ પૂજ્યદેવ ! અચળ એવા તમને, હું શ્રીગુરૂદેવના ચરણકમલોમાં અનુરક્ત (પ્રીતિવાળો) અને ચિદ્ આદિવર્ણ છે જેના નામમાં એવો ચિદાનંદ નામા ભિક્ષુઃ નિરંતર પ્રાતઃકાલમાં ભજું છું. જે સજ્જનો આ પ્રસિદ્ધ શુભ સ્તવનનું નિરંતર પ્રાતઃકાલમાં પઠન કરે છે, તે અવિનાશી અજન્માપદ (મોક્ષપદ) ને નિશ્ચય પામે છે. (૫)

ઇતિ શ્રીસદ્‌ગુરૂ પ્રાતઃસ્મરણસ્તોત્ર સંપૂર્ણ.

---

*એક પિતા ગુરૂ, બીજો કુલગોર ગુરૂ, ત્રીજો વિદ્યાગુરૂ, ચોથો મંત્ર ગુરૂ, અને પાંચમા બ્રહ્મવિત્ જ્ઞાનદાતાગુરૂ. એ પાંચ ગુરૂઓ કહેવાય છે. જેમ ગુરૂઓ પાંચ છે તેમ શરીરની અવસ્થાઓ પણ પાંચ છે; તેમાં પ્રથમ બાલ્યાવસ્થાના પિતા ગુરૂ છે; તે પિતાએ સર્વસાધન કરી શકાય એવો દેહ આપ્યો, અને જન્મ્યા પછી પણ તેને પોશી મોટો કર્યો, તથા વ્યવહારિક સર્વસામગ્રી આપી ઉપકાર કર્યો માટે તે ગુરૂ કહેવાય છે; પણ તે પિતાગુરૂએ દેહ આપી પુત્રને સંસારના દુઃખમાં નાંખ્યો માટે તે અંધારી રાત્રિના પહેલા પહોરના સમાન ગુરૂ ગણાય છે. બીજી પૌગંડ અવસ્થાનો કુલગોર ગુરૂ છે, તે કુલગુરૂ અનેક કર્મના અધિકારી બનાવી વર્ણાશ્રમ પ્રમાણે કર્મ કરાવી તેના બંધનમાં નાખે છે; માટે તે અંધારી રાત્રિના બીજા પહોર સમાન ગુરૂ ગણાય છે, ત્રીજી કિશોર અવસ્થાનો વિદ્યા આપનાર ગુરૂ છે, તે વિદ્યાગુરૂએ વિદ્યાભણાવી પણ અજ્ઞાનનાશક સદ્વિદ્યા ન ભણાવી, તેથી તે વિદ્યાભિમાનાદિકરૂપ અજ્ઞાનના બંધનમાં નાખનાર છે; માટે તે અંધારી રાત્રિના ત્રીજા પહોરસદશ ગુરૂ કહેવાય છે. ચોથી યુવાવસ્થાનો મંત્ર આપનાર ગુરૂ છે, તે મંત્રદેવાવાળા ગુરૂ કાન ફુંકીને પોતાના મતવાડામાં લાવીને બીજા દેવોમાં દ્વેષબુદ્ધિ કરાવી આડે અવળે માર્ગે અથડાવે છે, તથા શિષ્યનાં ધનાદિક હરણ કરે છે; તેથી તે ગુરૂને અંધારી રાત્રિના ચોથા પહોર સમાન કહેલો છે, એ ચાર ગુરૂઓતો ઉલટા અવિદ્યારૂપ અંધકારમાં નાંખે છે;-અને આત્મશ્રેય-કલ્યાણ-થવા દેતા નથી. પાંચમી વૃદ્ધાવસ્થાના આત્માને ઓળખાવનાર બ્રહ્મવેત્તાગુરૂ છે; તે પાંચમા બ્રહ્મવિત્ જ્ઞાનદાતા ગુરૂતો ઉત્તમ આત્મજ્ઞાન આપી સંસારબંધન કાપી, નિજસ્વરૂપ ઓળખાવી સંસાર સાગરમાંથી (અવિદ્યા અંધકારમાંથી) મુક્ત કરે છે; માટે તે પાંચમા જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવેત્તાસદ્‌ગુરૂ, અંધારી રાત્રિના ચાર પહોરના અંધકારને નાશકરનાર પ્રભાતના પહોર-સમાન પ્રકાશરૂપ છે; જેથી અજ્ઞાન અંધકારમાં નાખનારા ચાર ગુરૂઓનાપણ ગુરૂ છે. અર્થાત્ પાંચમા બ્રહ્મવેત્તા જ્ઞાનવૃદ્ધગુરૂ અજ્ઞાનરૂપ ચાર પહોરની અંધારી રાત્રિના અંધકારને નાશકરનાર સૂર્યસમાન સ્વયંપ્રકાશ છે; માટે મૂળ શ્લોકમાં તે પાંચમા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂદેવને સર્વગુરૂઓના સદ્‌ગુરૂ કહેલા છે.



योगीन्द्रो ब्रह्मनिष्ठश्च परमहंससद्गुरुः । श्री १०८ ।

स्वामी श्रीजानकीदासः श्रोत्रियोभग[illegible]नयम् ॥

ધી જોશી આર્ટ પ્રીંટીંગ વર્ક્સ [illegible]



# પરમપૂજ્ય શ્રીમત્પરમહંસ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ૧૦૮ સ્વામિજી શ્રીજાનકીદાસજી મહારાજની નિર્વાણ જયંતી ( સંવત્સરી ) ના પહેલા મહોત્સવ નિમિત્તે વાંચવા લખાયેલો

# નિબંધ.

मङ्गलाचरणम् ।

ॐकारं निगमैकवेद्यमनीशं वेदान्ततत्त्वास्पदं ।
विश्वोत्पत्ति विनाशहेतुमचलं शुद्धं विभुं शाश्वतम् ॥
विश्वत्राणपरायणं श्रुतिशतैः संप्रोच्यमानं प्रभुम् ।
सत्यं ज्ञानमनन्तमक्षरमहं ब्रह्मस्वरूपं भजे ॥

* * * * *

પરમપૂજ્ય પરબ્રહ્મસ્વરૂપ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીસ્વામિજીજાનકીદાસજી ગુરૂવર્યના શિષ્ય બંધુઓ, અન્ય વિદ્વન્મંડળ, અને સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓ !

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ॥
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं ।
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

અર્થ:—મનમાં વચનમાં ને શરીરમાં સુકૃતરૂપી અમૃતવડે પૂર્ણ, અને ઉપકારની શ્રેણિઓવડે-પંક્તિઓથી-ત્રિભુવનને તૃપ્ત કરનારા, તથા પારકાના ગુણનાં પરમાણુંઓને પર્વતતુલ્ય મહાન્ કરી નિત્ય પોતાના હૃદયમાં વિકાસતા-પ્રસન્ન થતા, અર્થાત્ સર્વદા પરગુણો વિષે દૃષ્ટિ કરનારા, એવા સજ્જનો કેટલાક-વિરલાજ-હોય છે.

પરોપકાર એ મહાત્મા જનોનો સ્વભાવજ છે તેઓ જન્મથી મરણ પર્યન્ત પોતાની આખી જીંદગીની પળેપળ વિશ્વના કલ્યાણના ચિંતનમાં ગાળે છે. સ્થળે સ્થળે જ્યાં જ્યાં

તેમનાં પૂજ્ય પગલાં વિચરે છે, ત્યાં ત્યાં પવિત્ર ભૂમિ બનતી જાય છે, તેમની પ્રવૃત્તિના ગંગા પ્રવાહમાં જગતનો પાપ અંશ ધોવાતો જાય છે; અને તેમ છતાં તેમને પોતાને આસક્તિનું ભાન (મમત્વપુરઃસર જ્ઞાન) પણ હોતું નથી. જ્યારે જ્યારે બીજાઓનો સ્હેજ પણ ગુણ જુએ છે, ત્યારે ત્યારે તેઓનાં ચિત્ત પ્રફુલ્લ થાય છે. જ્યારે જ્યારે પામર પશુઓનાં દુઃખ દેખે છે, ત્યારે ત્યારે તેમની અહિંસા વૃત્તિ, દયા અનુકમ્પા સતેજ થાય છે. પોતાનાં દુઃખોમાં જરાપણ ન ડગનાર આ પત્થરજેવા (અનાસક્ત) હૃદયવાળા મહાત્માઓ એક તરફડતી કીડી સરખા જંતુને પણ દુઃખી જોઇને બરફની પેઠે ગળી જાય છે–પીગળી જાય છે. તેમને પોતાનું કશું ખાસ ધ્યેય હોતું નથી. તેમને કશું સ્થાપન કરવાનું નથી, કે કશાનું ખંડન કરવાનું રહેતું નથી. તેમને તો અખિલ વિશ્વનું કલ્યાણજ એજ મહાન્ ધર્મ થઇ રહેલો હોય છે.

કેવળ પોતાના એકલાના ચારિત્ર્યનીજ છાપવડે, શિષ્ય અને ઇતર વર્ગના અન્તઃકરણોને કલ્યાણમાર્ગે વાળનાર ઈશ્વરતુલ્ય ઘણા મહાત્માઓ વિષે આપણે કેટલાંક પુસ્તકોમાં વાંચી ગયા હઇશું–સાંભળી ગયા હઇશું; પરંતુ જ્યાં સુધી તેવા સંતપુરૂષોના પ્રત્યક્ષ પરિચયમાં નથી આવ્યા, ત્યાં સુધી તેમના અવર્ણ્ય પ્રભાવથી થોડે અંશે પણ આપણે અજ્ઞાત રહેવાના. આ મહાન્ લોકોને આંખે જોયા સિવાય, તેમનાં વાક્યો–વચનામૃતો–કાને સાંભળ્યા સિવાય, અને છેવટે શ્રદ્ધા ભક્તિ અને મનન સાથે તેમની આજ્ઞાઓને પાલનમાં મૂકયા સિવાય, સત્સંગનો મહિમા આપણે કેવી રીતે જાણી શકીએ ? આત્મ અનુભવ સિવાય, પારકાને કહ્યે જાણી શકીએ એવી આ વાતજ નથી. તો પછી શ્રદ્ધા કે ભક્તિ આવવા માટે તો આપણને પ્રત્યક્ષ પરિચય હોવોજ જોઇએ. મ્હોટા લોકોની કેવળ મૂર્તિજ એવી સારી અસર કરવાવાળી હોય છે કે, જેથી તેમનાં દર્શન કરનારની મલિનતા સ્હેજમાં દૂર થઇ જાય છે. આવા ચમત્કારિક પ્રભાવવાળા મહાત્માઓનો સત્સંગનો લાભ મળવો, એજ એક મહત્પુણ્યની નિશાની છે.

ગુજરાત અને કાઠીઆવાડને અભિમાન ધરવા યોગ્ય નરરત્નો, મહાત્માઓ, વિદ્વાનો, યોગિઓ, કવિઓ અને શ્રેષ્ઠજનો અનેક થઈ ગયા છે. કોઇપણ કાળે આવા શિષ્ઠજનોની ખોટ આપણા આ પશ્ચિમ દિશામાં પડી-રહેલ ગુર્જર દેશને પડી નથી. એક પછી એક, એમ પૂર્વના થઇ ગયેલા સત્સંગ પુણ્યથી ઉત્તરોત્તર બીજા યોગિઓ અને વિદ્વાનો સાંપડયાજ કર્યા છે; અને તેઓ પોતાના પંચમહાભૂતાત્મક દેહના મૃત્યુ પછી પણ ચિરંજીવસ્મૃતિઓ મૂકતા ગયા છે. હજારો વર્ષ વહી ગયાં છતાં કાળ તેમની પુણ્યસ્મૃતિને ભૂંસી શકયો નથી. નવી પ્રવૃત્તિ પરંપરાઓ, આ મહાત્માઓની અખંડવાણીને ભૂલવી શકી નથી; અને પેઢીઓની પેઢીઓ વહિ ગયા છતાં બાળકોના કાનપર વૃદ્ધો તરફથી મૂકાયેલ ચમત્કારિ દૃષ્ટાંતો ભૂલાઇ ગયાં નથી. શુષ્ક જડવાદ અને મિથ્યા તર્કના પ્રચંડ વાવાઝોડાથી પણ આ અમૃત સિંચન–મહાપુરૂષોનાં વાક્યોરૂપી–કૃત્યોરૂપી–સૂકાયાં નથી.

અને તેમ છતાંય એકનું એક, એકજ પ્રકારે કહેવાવાળા ફરી ફરીને મળ્યા નથી. વિચિત્ર પ્રકારે વિવિધ રીતિએ અને કાંઈ નવીન ચમત્કારથી–એક સરખી રીતે કહેવાથી ઉપજતી આવૃત્તિ–પુનરાવૃત્તિથી જન્મતી અધીરાઇ કે જડતાને દૂર કરી–તેજ વાત પણ નિખાલસ પણે અને મનોરંજક રીતે કહેવાતી પદ્ધતિએ–સમયે સમય દરેક વખત તે–તે

વખતના ઉપદેશને એવો તો રસિક બનાવ્યો કે: પ્રત્યેક મહાત્મા આપણુને નવુંજ કહેનારા માલુમ પડયા છે; અને તેમ છતાંય તે શાસ્ત્રોએ કહેલા હજાર વર્ષોથી ચાલતા આવેલા પોકારોજ કહ્યા કરે છે, એમ જ્યારે જાણીએ છીએ, જોઈએ છીએ, ત્યારે તો તેમની આ વિદ્યા માટે અને તેમના અનુભવી પ્રતાપ માટે આપણુને તો શું પણ પરધર્મિઓને પણ અતુલ માન ઉપજ્યા સિવાય રહેતું નથી. જ્યારે નવું સાંભળીએ છીએ એમ ધારી સાંભળી રહ્યા બાદ આ તેનું તેજ, પણ નવીન યોગથી કહેવાયું, અને તે એવી રસિક રીતે કે છેવટ સુધી નવીનતા જાળવી શકયું; અને મધુરવાકયોથી કેવળ સત્યજ કહેવાયું. આ બધું જ્યારે પરિપકવ જ્ઞાનદશામાં જાણીએ છીએ ત્યારે આવા મહાત્માઓ પરત્વે એની મેળેજ અનન્ય ભક્તિ પેદા થાય છે; ત્યારે નમન નથી કરવું એમ ધારી જનાર પણ લળીલળી લળી પડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી દે છે. આવા મહાત્માઓ દુર્લભ ! અને શિષ્ય કે જેમણે આવા યોગીજનોની સેવા પ્રાપ્ત કરી છે તેમનાં ભાગ્યપણ મહત્ ! ! !

અનેક મહાત્માઓની પદરજથી પૂનિત થયેલા આપણા આ ગુજરાતમાં આશરે એંશી ( ૮૦ ) વર્ષ ઉપર એક સામટીજ ઈશ્વરની કૃપા રૂપ એક યોગભ્રષ્ટ મહાત્મા તેના ઉત્તર ભાગમાં જન્મ્યા. આર્યાવર્તના દરેક દરેક મહાપુરૂષોના જીવન ચરિત્ર વિષે જેવી પશ્ચિમ દેશના મોટા પુરૂષો માટે મળી આવે છે તેવી માહિતી મળતી નથી, તેનાં ઘણાંએ કારણો છે. પોતે અપ્રસિદ્ધપણે રહેવાની, તેમ અશાશ્વત્ જીવન, અને તેની ચર્યા બહાર બતાવવાની તેમની અનુત્કંઠા, એજ એમાંનાં ખાસ કારણો છે. તેઓ પોતાને પ્રસિદ્ધ પોતે કરતા તો નહિ એટલુંજ નહિ, પરંતુ ઈતર લોકો પણ તેમની પ્રસિદ્ધિ કરે તે તેમને રૂચતું નથી. જે સર્વવ્યાપી અનંત અખંડ સચ્ચિદાનંદ પરંબ્રહ્મના અંશ હતા, તે નામ રૂપ ઈત્યાદિ વિકારે અનંત થવા ઇચ્છતાજ નહિ; અને તેથી, અને નહિ કે તેમના પ્રમાદથી, અથવા શિષ્યગણુના અનુત્સાહથી અથવા લોકોમાં ચાલી રહેલી તિમિરાવસ્થાથી, તેમના જીવનની ઉપર ઉપરની 'આંકડીયા વાતો' આપણુને જાણવાનું સાધન કાંઇ લભ્ય નથી; પરંતુ તેમના જીવનના સ્થાયિ અંશો કે જે લોકના કલ્યાણ માટે જરૂરના છે, તેની ટુંકી પણ સચોટ માહિતી આપણુને મળી આવે છે. શિષ્યો પરંપરા સંપ્રદાયથી ઉતરતા આવતા આ મહાત્માઓના ઉપદેશો અને કૃતિઓ આજે પણ તેવીને તેવીજ આપણે જાણીએ છીએ. નરસિંહ મહેતાને આપણામાંના કોઇએ જોયા નથી છતાં, અનેક પ્રવૃત્તિમાં ઈશ્વરપર અડગ શ્રદ્ધા ભક્તિ રાખનાર આ મહાન્ ભક્તને આપણે ન્હાતાં જમતાં અને બીજી ક્રિયાઓ કરતાં જાણે જાતેજ જોઇ રહીએ છીએ; આમ અપ્રસિદ્ધ રહેવાની અહંકાર કે મ્હારાપણાના છાંટા સિવાયની વૃત્તિથી મહાત્મા શ્રીજાનકીદાસજીના ચરિત્ર વિષે આપણુને હાલની આશંકાવૃત્તિને કે ઉપર ઉપરની જિજ્ઞાસાને કે કુતૂહલને પૂરવા પૂરતી માહિતી કંઇ મળે એમ નથી. તેમની અત્યુત્તમ વિદેહીવૃત્તિ, કયાં જન્મી, કયે પ્રકારે, અને કયા મહાભાગને ત્યાં, એ આપણે જાણવા પામ્યા હોત તો વધારે સારૂં. કદાચ એમની એ પવિત્ર જન્મભૂમિનાં, એમના જન્મદાતા શુચિ કે ધનવાન્ માતાપિતાનાં, અને એમની બહારથીજ દેખાતી બાલ્યાવસ્થાના અભેદરૂપ વિવિધ પ્રદેશોનાં દર્શન કરી આપણી શિષ્ય વૃત્તિ વધુ પોષાત. વળી કદાચ આંજના જેવા સમારંભ ચોકક તેમની એ જન્મભૂમિમાં થાત.

છતાં આપણા જીવનને, આપણા પ્રવૃત્તિમાં રચી પચી રહેલા આ કડાકુડા ભર્યા જીવનને, તેના કારણ રૂપ-ઇશ્વર પ્રત્યે દોરી જનાર, અને દુઃખને સહન કરતાં શિખવનાર, આ મહાત્માની થોડી ઘણી હકીકત તો મળી આવી છે. બાલ્યાવસ્થા ગૃહસ્થાશ્રમથી માંડીને પરમહંસઆશ્રમ અને પરંબ્રહ્મઅવસ્થા સુધીની કેટલીક થોડી હકીકતો આમ તેમ છૂટા છવાયા જનો પાસેથી મળી આવી છે. તેમના ઉપદેશમાં, તેમની સાથે ભણેલા, રહેલા, અને તેમની પાસે અભ્યાસ કરેલા પાસેથી, ટૂંકામાં તેમના આન્તરંગ સહવાસી સજ્જનો પાસેથી, અને વધારે અંશે તેમના વિષે પ્રચલિત વાતો ઉપરથી આપણે કેટલીક હકીકત જાણી શકીએ તેમ છે. આ યોગભ્રષ્ટ જીવન્મુક્ત મહાત્માનું કલ્યાણકારી વૃત્તાન્ત આજે શિષ્ય બુદ્ધિને છાજે તેવા ભાવથી સ્મરી, તેમના કરેલા અનન્ત ઉપકારના બદલામાં ફુલ નહિંતો ફુલની પાંખડી સવિનય સનમન સમર્પણ કરીએ.

'પુત્રનાં લક્ષણ પારણામાંથી' એ સુપ્રસિદ્ધ કહેવતને ફરી એકવાર સાચી ઠરાવી આપનાર, આ અલૌકિક મૂર્તિની ધાર્મિક વૃત્તિ બતાવી આપનાર, તેમની બાળચેષ્ટાપણ મનનીયજ માલુમ પડી આવે છે. એમના વખતના થઈ ગયેલા કેટલાક પુરૂષો કહેતા હતા કેઃ "મહારાજનું બાળ ચરિત્ર, તેમની પરમપરાર્થાવૃત્તિ અને જગતના પદાર્થો તરફની તેમની ઉપરામવૃત્તિથી અમને એમ લાગતું કે આ કોઇ અલૌકિક બાળક છે. અમે જ્યારે એઓશ્રીની પાછલી અવસ્થાનાં વાકયો સાંભળીએ છીએ ત્યારે પણ એમની બાળચેષ્ટાનાં વાકયોનીજ પુનરાવૃત્તિ થતી હોય એમ અમને લાગે છે." દુર્વ્યસન તરફની એમની ત્યાગ વૃત્તિનાં મૂળ તે અવસ્થામાંજ ઊંડાં રોપાયેલાં જોનાર, આપણા ગુરૂવર્ય શ્રી જાનકીદાસજીની અહિંસાવૃત્તિ માટે પણ એટલોજ ઉંચો અભિપ્રાય જણાવે છે. આખા જીવનભર મુક્તકંઠે એ પ્રત્યેક બાળકને જે બોધ "मातृदेवो भव पितृदेवो भव" ઈત્યાદિનો આગ્રહ પૂર્વક આપી રહેલા હતા, તેનું યથાર્થ પાલન તે કેવળ માતાપિતા પરજ નહિં, કિંતુ હરેક વડીલવર્ગ તરફ કરતા હતા. જે મહાનુભાવ અને સદ્‌વૃત્તિ આપણે એ વૃદ્ધ સજ્જનમાં જોઇ છે, તેજ વૃત્તિ અને તેજ ભાવ એમની બાલ્યાવસ્થામાં પણ હતાં. એમનું જીવન બાલ્યાવસ્થામાંજ પરિપકવ થઇ ન ગયું હોય એમ આપણને ધારવાની ફરજ પાડનાર આ મહર્ષિની બાલ્યાવસ્થા કેવી હશે? એનું સહજ કુતૂહળ આપણામાં જે કંઈ હજુ થાય છે, તે તેમના અપૂર્વ ગુણોના ગાનની અતૃપ્ત વૃત્તિજ છે. મહાત્માનો આખો જીવનક્રમ આ એમની બાલવૃત્તિ ઉપર કેવો સુંદર રચાયો એ જોતાં આપણને યાદ આવે છે કેઃ—

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥**
**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥**

**અર્થ:**—યોગભ્રષ્ટ પુરૂષ મરણથી અનંતર યોનિ બીજ કર્માદિ વડે શુદ્ધિવાળા ભાગ્યશાળી ગૃહસ્થના વંશમાં સમ્યક્ ઉત્પન્ન થાય છે. અથવા તે યોગભ્રષ્ટ પુરૂષ શ્રીમાન્‌થી વિલક્ષણ દરિદ્રી તથાપિ પવિત્ર અને જ્ઞાનયોગનિષ્ઠાવાળા ઉત્તમ ગૃહીનાજ કુળવિષે જન્મે છે. જે હેતુથી આ લોક વિષે ઉક્ત પ્રકારનો જો આ જન્મ છે, તે આ જન્મ અત્યંત દુર્લભ છે.

શ્રીસ્વામિજી મહારાજની જન્મ ભૂમિકાનો અનિર્ણય છતાં પણ આ યોગભ્રષ્ટ જીવન્મુક્ત મહાત્માની પ્રથમાવસ્થાથી સંન્યાસાશ્રમની અંતિમદશા પર્યન્તની કલ્યાણકારી સ્વાભાવિકી ગુણચેષ્ટાઓથી ઉપરોક્ત શ્રીભગવદ્દ્વચનાનુસાર એમતો અવશ્ય નિર્ણય કરી શકીએ છીએ કે: **શ્રી સ્વામિજી મહારાજ ઉત્તમ પવિત્ર કુળમાં જન્મેલા હતા.**

બાલ્યાવસ્થામાંથીજ આપણા આ ગુરૂવર્ય સત્સંગમાંજ હરહમેશ રહેતા. મહાપુરૂષોની પાસેથી ધર્મ અને નીતિનાં પ્રવચનો-કથાઓ ભક્તિભાવથી તેઓ શ્રવણ કરતા. રામાયણ, યોગવાસિષ્ઠ ઈત્યાદિની કથા સાંભળતાં સાંભળતાં આ મહાત્માની વૃત્તિ જગત્પરથી પરાઙ્મુખ થઈ. સંસારપરનો ઘડી બેઘડીનો મોહ અત્યારથીજ દિન પ્રતિદિન ઉતરતો ગયો. રમતથી માંડીને સુખ વિલાસના સઘળા પદાર્થો-સઘળાં નિમિત્તો-અને સૌ સંબન્ધીઓને નાશવંત માનવા લાગ્યા. ઝેરવાળું અન્ન છે એમ જાણ્યા પછી જરાપણ વિલંબ ન કરનાર આ યોગી મહાત્માએ ધાર્યું કે: હવે કંઈપણ કાળક્ષેપ કર્યા સિવાય આત્માના કલ્યાણનો માર્ગ શોધી લેવો. મોહ ઉતરી ગયે સાપ જેમ કાંચળી ઉતારી દે છે, તેમ આ બાળ વિરાગીએ સત્તર (૧૭) વરસની વયથીજ વિમુખવૃત્તિ-તટસ્થવૃત્તિ-ધારણ કરી. જે વખતે સામાન્ય જનોની વૃત્તિ સહજપણ સંસાર તરફ વધુ વળે છે, તેજ વખતે-તેજ ઉમ્મરે-દિવ્ય કાંતિવાળા અદ્દભુત બાળયુવાને આ શાંતિનો માર્ગ પકડયો. સુખને-કહેવાતા સુખકિનારા તરફ જનાર આ દેહ નૌકાને-હવે આગણે ઇશ્વરમાર્ગ તરફ વાળી. એમના મિત્રોને પણ આ ફેરફાર વૃત્તિ અચાનકજ લાગી. થૂંકેલું ફરી નજ ગળાય, અને કાક વિષ્ટા તે કાગવિષ્ટાજ ગણાય. આ મહાત્માએ શાંતપણે હમેશને માટે હવે ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કર્યો-તેમાં પ્રવેશજ ન કર્યો. અને એકાદ આધેડ વયના મહાત્માના જેવી વૃત્તિ જ્યારે આ વયે તેમના સમયના પુરૂષોએ જોઈ હશે ત્યારે તેઓપણ ઘડીક દિઙ્મૂઢ થયા હશે. ખાળકુંડીનાં જળ ગંગાપ્રવાહમાં ભળી પવિત્ર ગંગારૂપ બને છે, તેમ સત્સંગ પ્રવાહમાં ભળી ગયેલ બાળ ચેષ્ટા, ગુરૂજીને પવિત્ર નિવડી. આ બાળક યુવક આ વયે ઇન્દ્રિય અશ્વોને સંયમમાં રાખી ઇશ્વરપરાયણ ખેલાવતા થયા. તેમણે તેમની કુશળતા માયિક મોહજાળ રચવા તરફ વાપરવા કરતાં જ્ઞાનસાગરમાં લીન થવા તરફ-સાક્ષાત્કાર કરવા તરફ-વાપરવાનું વધારે ઇષ્ટ ધાર્યું, અને તે પ્રમાણે કર્યું પણ ખરૂં. આપણને ગુરૂભાવ ઉત્પન્ન કરાવવો એવી તેમની આ મધુર-મહાનુભાવમૂર્તિ-આખર સુધી સૌના જીવનમાં રહેલી જીવવૃત્તિપર વિજય મેળવી શકી. જ્યાં જ્યાં તેમનાં પૂજ્યપાદો પધાર્યા ત્યાં ત્યાં તેમના દર્શનની અભિલાષા વધતી જવા માંડી. અને તેમના એક શબ્દે લાખો જીવન-શુષ્કજીવનનાં દુ:ખો-સહ્ય બનવા લાગ્યાં. અકાળે લીધેલો યોગ અને અસ્ખલિતવૃત્તિ એ બેયે કરીને જ્યાં ત્યાં આ યુવાનયતિનો આદર થવા લાગ્યો. વૃદ્ધોને નમાવી શકનાર આ યતિજન સૌને મહાન્ કરી શક્યા-સૌમાં 'ગુરૂભાવ' પેદા કરી શક્યા. અને જાણે જન્મ્યા પૂર્વે લીધેલી કોઇ પ્રતિજ્ઞા પૂરી કરવાની ન હોય એમ લોકકલ્યાણ સાધવા પ્રથમથીજ જેમ બને તેમ વહેલેથીજ-પ્રવૃત્તિ આદરવા માંડી. પોતાના બાળમિત્ર મહારાજ શ્રી જગત્પુરીજી સાથે તરતજ પર્યટન કરવા માંડયું. પોતાની 'હસ્તી મુદ્રા' તેમનામાં રહેલા જ્ઞાનથી વધુ પ્રસન્ન થવા લાગી. અને યોગ્યતાના પ્રમાણમાં તેમની સુકૃતિના પુંજરૂપ તેમના વાક્યામૃતોની બાણી ઠામ ઠામ થવા માંડી. જ્યાં જાય ત્યાં ગ્રીષ્મ ઋતુની આખરના વૃષ્ટિસેક માફક તેમની વાણી આવકાર દાયક નિવડવા લાગી. મહાત્માજનોની અપૂર્વ છાપ જેમ કારણ ન જડે

તેમ–તેવી રીતે–પડયાં આવે છે, તેવી છાપ આપણા આ અદ્વિતીય શ્રીગુરૂજીની પડવા લાગી, બાળક યુવાન્ વૃદ્ધ સ્ત્રી પુરૂષ ગરીબ ગૃહસ્થ સૌપર એક સરખી ભાવના પેદા કરી શકનાર આ દિવ્યમૂર્તિ હવે ગામેગામ ગુર્જર ભૂમિની–તેમાં થઇ ગયેલા મહાત્માના ઉપદેશ રૂપે ફરતા જ્ઞાનદેહની–પ્રદક્ષિણા કરવા મંડી. સૂર્ય જેમ ફરી ફરી તેજ સૌ ઠેકાણે આપે છે તેમ આ જ્ઞાનસૂર્યનાં કિરણો હવે પશ્ચિમમાં કાઠિયાવાડથી માંડી સમસ્ત ગુર્જર ભૂમિપર પ્રસરવા લાગ્યાં, અને અવિદ્યાના હાથમાં મૃતપ્રાય થઇ ગયેલ હજારો જીવોમાં સંજીવિની દવા સિંચવા–રેડવા–લાગ્યાં. સંત સમાગમની બરાબર કીંમત જાણનાર આપણા યુવાન્ યતિએ શ્રીમત્ સ્વામિજી જગત્પુરીજીની સાથે માંડેલી–આરંભેલી–યાત્રા વધુને વધુ સમાગમથી હવે વધારે સફળ કરવા માંડી. જે જે પ્રદેશો જ્ઞાની જનોના સહવાસથી રમ્ય હતા, તે તે પ્રદેશો મહાત્મા શ્રીજાનકીદાસજીએ જોવા માંડયા. કાઠીઆવાડ એ કેટલાક મહાપુરૂષોનું જન્મસ્થાન છે. પરમપૂજ્ય સદ્ગુરૂવર્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિજી શ્રી માધવાનંદજી મહારાજ પણ અહીંનાજ વતની હતા. પ્રાચીન ભક્ત શિરોમણિ નરસિંહ મહેતા પણ જૂનાગઢમાંજ થઇ ગયા હતા. સૌરાષ્ટ્રમાં વાગડ તરીકે પ્રસિદ્ધ દેશમાં આ સમયે મહાત્માશ્રીપૂર્ણાનન્દજી મહારાજ વસતા હતા. સરખા સરખાનેજ ખેંચે છે, એ નિયમાનુસાર મહાત્મા પાસે આપણા આજના યુવાન્ યતિ આવ્યા. વેદાન્ત પ્રવેશિકા–નિશ્ચલદાસજી કૃત વિચાર સાગર અને શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ–તાત્પર્યાર્થ–અહિં થયો. પૂર્વજન્મે જ્ઞાન મેળવી રહેલા આ યુવાન્ યતિનો આ જન્મીય અભ્યાસ–સંપ્રદાય ઉચિત જ્ઞાન દીક્ષા અહિં મહાત્મા શ્રીપૂર્ણાનન્દજીને હાથે થઇ. વિચાર સાગરમાં સંક્ષિપ્તપણે પણ પૂરેપૂરૂં જે જ્ઞાન સમાયલું છે, તે પૂર્ણ થયેલ પૂર્ણાનન્દજી પાસે પ્રાપ્ત કરી રહ્યા બાદ આપણા ગુરૂજીની યાત્રા ત્યાંથી આગળ વધી, જેમ જેમ નવો ખજાનો ઉમેરાતો ગયો, જેમ જેમ નવા સમાગમો થવા માંડયા, તેમ તેમ તેમના ભક્તોને તેનો લાભ મળવા માંડયો. મહાત્માજીની સૌરાષ્ટ્રયાત્રા હવે હાલાર દેશ તરફ વળી. ફક્ત શ્રી પૂર્ણાનન્દજીનાં વચનામૃતોથીજ પૂર્ણ થઇ ન ગયા હોય તેમ, હવે આપણા યુવાન્ યતિજીને દીક્ષાની તીવ્ર ઇચ્છા થઇ ગઈ. એમની સૂક્ષ્મદીક્ષા તો ક્યારનીએ લેવાઇ ગઇ હતી; પણ હવે પ્રસિદ્ધ વૃત્ત લેઇ તેમના મનને અનુકૂળ શરીર બનાવવાની તેમની ઇચ્છા કલાકે કલાકે ને ક્ષણે ક્ષણે વધુ તીવ્ર થવા માંડી. શાંતિ સાધનાર આ ઉપાસક હવે એકક્ષણ પણ કહેવાતો નામનો સંસારી ન રહી શક્યો. આ પ્રદેશના મુખ્યસ્થળ ખંભાળીઆમાં પૂર્વે શ્રી રવિદાસજી મહારાજ થઈ ગયા છે, કે જેમને મહારાજે અંતસુધી ગુરૂ બુદ્ધિથી પૂજ્ય માન્યા છે. આ વખતે તેમના શિષ્ય શ્રી મોરારસ્વામીના શિષ્ય શ્રી ચરણદાસજી મહારાજ ગાદી પર હતા, ગુરૂતેજથી–તેજ કુંડમાંથી–પ્રકાશ લેનાર આ શ્રી ચરણદાસજી મહારાજ પાસે ચિરંજીવદીક્ષા–સાધુદીક્ષા–લીધી, જે નામ એ મહાન્ પુરૂષના આત્માને અને દેહને ઓળખાવી રહેલું છે, તે નામ એમણે અહિંજ પ્રાપ્ત કર્યું કે જે નામથી આ જીવન વૃત્તાંત લખાય છે. એવા સુયોગમાં, એવા સ્થાનમાં, અને એવા પવિત્ર હાથથી આપણા આ શ્રી જગત્પુરીજી મહારાજના બાળ મિત્ર યુવાન્ યતિને દીક્ષા મળી–નામ મળ્યું–કે તે ખરેખર આ સમયને ચિરંજીવ કરી શકયું, 'મહાત્મા' કરનાર આ સ્થાન મહારાજશ્રીને જીવનભર પ્રિય હતું. પરમગુરૂશ્રી રવિદાસજી મહારાજના જ્યાં જ્યાં આશ્રમો છે, તે બધામાં મહારાજને માન થયું. પોતે યોગી હતાજ.

તથાપિ તેમનું યોગીપણું ખરૂં જોતાં અહિંજ પ્રસિદ્ધ થયું; બાકી યોગી તો જન્મ્યા ત્યારથીજ તે હતા. પોતે જ્ઞાની હતા, છતાં એમણે શિષ્યસંપ્રદાય સાચવ્યો. ગુરૂજીનું સેવન અધ્યયન તેમણે અહીં રહી કર્યું. જે કાળમાં તે અહીં રહ્યા તે કાળમાં મ્હોટાને નમવાની જે ટેવ હતી તે વધારી. અપ્રતિમ શિષ્યથી જેટલો સંતોષ ગુરૂજીને થાય, તેટલો સંતોષ શ્રીચરણુદાસજી મહારાજને મળ્યો. મહારાજે પણ જેટલા જોવાયા તેટલા વેદાન્તના ગ્રંથો અહીં જોયા. શ્રીચરણુદાસજીના તથા શ્રીરવિદાસજી મહારાજના સાંપ્રદાયિક ગ્રંથો પણ નિહાળ્યા. કાઠીઆવાડની સૌરાષ્ટ્રી ભાષામાં પ્રસરેલાં કેટલાંક પદો ભજનો એમણે અહીં શીખ્યાં. અને તેમની મધુરવાણીથી કાઠી જેવા લોકોનાં મન પણ કૂળાં કરતાં અહિં શિખ્યા. મહારાજની –તેમના આ દેહની–શિષ્ય દશા અહિં પૂરી થઈ. ગુરૂપૂજા શું છે તે આત્મવૃત્તાન્તથી અને વર્ત્તનથી અન્યને શિખવી રહ્યા. વેદાન્તના ઘણાખરા ભાષા ગ્રન્થો મહારાજ આ ગુરૂદ્વારામાં શીખ્યા. શ્રી ચરણુદાસજી મહારાજને ત્રણ શિષ્યો હતા. તેમાં આપણા ગુરૂમહારાજ સ્વામિજીશ્રી વડિલ હતા, તેમને ગાદી આપવાનું કહેતાં તેઓએ પોતાનો વૈરાગ્ય–ઉપરામતા–દર્શાવી વિશેષ વિદ્યાધ્યયન કરવાની જિજ્ઞાસા જણાવી, સવિનયથી શ્રી ગુરૂમહારાજ પાસેથી સનમન આજ્ઞા માગી. બાદ હવે તેમણે પ્રવાસ આગળ શરૂ કર્યો. ભાષા ગ્રન્થોના અભ્યાસથી જ્ઞાન પ્રવાસમાં પણ હવે તે આગળ વધ્યા.

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહાત્માશ્રીચિદ્દ્ઘનાનન્દજી મહારાજ ભાવનગરમાં વસતા હતા; તેમની ખ્યાતિ આ સમયે પૂર્ણપણે પ્રસરી રહી હતી. તેમના જ્ઞાનની લ્હાણી– ઘણું–હજુ સુધી માન્ય અને દેશી વિદેશી પરદેશી સર્વ લોક વન્દનીય પુસ્તકોથી લોકોમાં વહેંચાઇ ચૂકી હતી. 'આત્મપુરાણુ', ગીતાપરની 'વિસ્તૃત ચિદ્દ્ઘનાનંદી ટીકા'–નામથી લોક પ્રશંસનીય ટીકા, 'ન્યાયપ્રકાશ'થી ન્યાયને સુલભ બનાવનારી તેમની મહેનત, અને તત્ત્વાનુસંધાન કરાવનાર 'તત્ત્વાનુસંધાન,' આ ગ્રન્થોની પ્રસિદ્ધિ આ સમયે થઇ ચૂકી હતી વયોવૃદ્ધ વિદ્વદ્વર્ય આ મહારાજના નામને સમસ્ત દેશના વિદ્વાનો નમે છે; તેમની ગીતાપરની ટીકા સૌને ગમે છે. પ્રાકૃત જનોની હરહમેશની શંકાથી માંડી વિદ્વાન્ જનોની ન્યાયયુક્ત શંકા પર્યન્ત શંકાઓનું હરેકને સંતોષ થાય તેવું સમાધાન કરનાર આ ટીકા, અને આત્મપુરાણુપર તેમણે જે પ્રકાશ પાડયો છે, તે પ્રકાશ ન્યાય અને વ્યવહાર પ્રચલિત પ્રમાણોથી શાસ્ત્ર રહસ્ય બતાવનાર આ મહાત્મા શ્રીચિદ્દ્ઘનાનન્દજીને ઓળખવા પૂરતો બસ છે. સત્સંગપ્રિય આપણા મહારાજને હવે આ મહાપુરૂષના સમાગમનો ખરો લોભ લાગ્યો. ખંભાલીઆથી હવે કાર્ય–અભ્યાસ કાર્ય–અને ગુરૂસેવા આટોપી પોતે ભાવનગર આવ્યા. એકાદધન ભંડારને જોઈ લોભી ઘણુંક–લેવાયતેટલું–છેડે પોતીયે હાથે માથે ધન ભરી લે છે, તેમ આપણા સ્વામીશ્રીજાનકીદાસજીએ અહિં કરવા માંડયું. મહાત્મા શ્રી ચિદ્દ્ઘનાનંદજી મહારાજ પાસેથી જ્ઞાન લૂંટવા માંડયું. જેમ જેમ મહાત્માનો ખજાનો લૂંટાતો ગયો, તેમ તેમ લૂંટનારની વૃત્તિ વધવા માંડી. અખૂટ ભંડારમાંથી ઉંડી ઉંડી વધતી જતી આશા પૂરવા લાગી. ઘણો કાળ તેમની સેવા સ્વીકારી શ્રી જાનકીદાસજી મહારાજે અહીં વ્યાકરણુ ન્યાય અને વેદાન્તાદિ શાસ્ત્રોનું અધ્યયન કર્યું, આત્માનું અપરોક્ષ જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાવાળાની ઇચ્છા અહીં સ્વામીજી શ્રી ચિદ્દ્ઘનાનન્દજીના આશ્રમમાં પરિપૂર્ણ થઈ. કલ્પવૃક્ષરૂપ મહાત્મા શ્રી ચિદ્દ્ઘનાનન્દજીની અમૃતછાયા શ્રીજાનકીદાસજીએ

પૂર્ણપણે ભોગવી. શાંત શિષ્ય શાંત ગુરૂ-જ્ઞાની ગુરૂ અને મુમુક્ષુ શિષ્ય-સૌ કૃતાર્થ થયા. શ્રી જાનકીદાસજીનો જ્ઞાન સૂર્ય અહિં મધ્યાહ્નકાલના સૂર્યવત્ થઇ ગયો. જીવનનું સાર્થક થવા માંડયું હોય એમ એમને અહીં ભાવનગરમાં લાગવા માંડયું. આ પવિત્ર ભૂમિ-ગુરૂદ્વારા તરફ મરણપર્યન્ત તેમની વૃત્તિ દોરાતી; ફરી તેઓ ત્યાં જવાની અનેક તકો મળતી તે લેઈ લેતા. મહાત્માશ્રી ચિદ્દ્ઘનાનન્દજીના ગ્રન્થોરૂપી દેવમંડળ વચ્ચે બિરાજતા-આ બ્રહ્મરૂપ-સ્વામી પાસે બેસી અભ્યાસ કરવાની તેમની વૃત્તિ છેવટ સુધી આદરણીયજ રહી. અમર સભાનો સાક્ષાત્કાર કરાવનાર મહાત્માનું આ ક્ષેત્ર તેઓ કોઈ દિવસ વિસારી શકયા નહિ. તેમના શબ્દો અમલમાં મૂકી શકયા વગર રહેવાયુંજ નહિં. શ્રીચિદ્દ્ઘનાનન્દજીએ મહારાજના અંતરમાં એવું જ્ઞાન ભરી કાઢયું-ગુરૂએ શિષ્યને ઓળખી વીણી કાઢયો. શિષ્યે શોધી શોધી ગુરૂજીની સેવા સાધી લીધી. આ શિષ્યભાવ વૃત્તિ કેટલી બધી પ્રશંસનીય છે, તેનો ખ્યાલ મહાત્મા દરેક ઉપદેશોમાં આપતા ગયા. તેનો થોડો પણ અંશ આપણે બધા આવા સમારંભોથી અમલમાં મૂકી શકીએ તેટલા ભાગ્યશાળી ગણાઇએ.

ભાવનગરમાં ભાવયુક્ત અભ્યાસ આદર્યા બાદ મહાત્માના મનપર એક નવુંજ સાત્વિક આકર્ષણ થઇ આવ્યું હતું. અહીં વિદ્યાભ્યાસમાં એમને જે સાથીઓ મળ્યા હતા તેમાં મુખ્ય હાલ શ્રીકાશી નિવાસી શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મંડલેશ્વર સ્વામિજી શ્રી ગોવિન્દાનન્દજી મહારાજ, તથા સ્વામિજી શ્રી કેશવાનન્દજી મહારાજ, તથા નડીઆદના શ્રી સંતરામ મહારાજના સાધુ શ્રી મણિરામજી મહારાજ, તથા સાધુ જુગતરામજી અને ખંભાતના શાસ્ત્રી મણિશંકર હતા.

ભાવનગરથી શ્રીસદ્દગુરૂ સ્વામિજી શ્રીચિદ્દ્ઘનાનંદજી અને પૂનિત થયેલી આ બધી મંડલી સાથે, મહારાજ મોક્ષધામ શ્રીવારાણસી (કાશીજી) માં પધાર્યા. દેવભૂમિ-કાશીનગરી-માં રહી મહારાજે ત્યાં ધરકરીરહેલી વિદ્યા જેટલી સંપાદન કરવા ધારેલી તેટલી પ્રાપ્ત કરી. શ્રીવિશ્વનાથ નગરીમાં મણિકર્ણિકાના રમ્ય ઘાટપર અને સુપ્રસિદ્ધ અખાડા આશ્રમ અને મઠોમાંથી મહારાજ શ્રી જાનકીદાસે લેવાય તેટલું જ્ઞાન લીધું. પોતાના બાળસ્નેહી મહારાજ શ્રી જગત્પુરીજીનો સાથ અહીં પણ તેઓ ભૂલ્યા ન હોતા. વિદ્યાનો અત્યુત્તમ ભંડાર-જ્ઞાન નિધિ-આ કાશીક્ષેત્રની પવિત્રભૂમિપર મહારાજે જ્ઞાન સંશોધન કર્યું. ચિત્સુખી અને અદ્વૈતસિદ્ધિ જેવા ઘણા કઠિન અને સૂક્ષ્મ, ન્યાયવડે મિશ્રિત ગ્રંથોપાસના કરી શાસ્ત્રચર્ચા અને વિદ્દ્વિનોદથી પોતાના જ્ઞાનની ચારણી કરી મહારાજે ફરી ફરી આ અપૂર્વ અમરતટિનીપર એકાંત નિશ્ચય કર્યો. વેદાન્તનું રહસ્ય ખરૂં પ્રાપ્ત ફરી અહીં કર્યું. ભાવનગર ભરૂચ વગેરે સ્થળોથી લઇ લીધેલું પાથેય અહીં ગંગાના આરોગ્ય વર્ધક મુક્તિપ્રદ પય સાથે અહીં આરોગ્યું; અને તેનું પાચનપણ અહિંજ થયું. સ્વભાવથી શાંત મહારાજ શ્રી જાનકીદાસજીની શાંત વૃત્તિ અહિં ગંગાના શીતલ જળથી વધુ શાંત થઈ. એમની સહજ જ્ઞાન સુગંધ-ગંગાના સુરભિપવનથી વધુ સુગંધભર થઈ. આ કૈલાસભૂમિમાં મહારાજ જ્ઞાન શિખરપર ચડયા. પંડિત શ્રી બાલાનંદજી સાથે જ્ઞાનગોષ્ટી કરતાં કરતાં એમણે કેટલોક કાળ આ ભારતી શિખરવત્ સૌમ્ય પ્રદેશમાં ગાળ્યો. ત્યાંથી મહારાજે અસીઘાટપર નિવાસ કર્યો. અહીંથી એમણે ગુરૂપદ ધારણ કર્યું. કાશીક્ષેત્રમાં આવી જાણે વિદ્યાનું તારતમ્ય કર્યા બાદ જ એમણે અધ્યાપન કરાવવાનું શરૂ કર્યું આત્માનુસંધાન પણ તેઓ અહીં કરતાજ રહ્યા.

વિદ્યાની વૃદ્ધિ થઇ, ગુરૂ થયા, અને પવિત્ર ભૂમિ ગંગાજળ અને શ્રી વિશ્વનાથજીના પુનઃ પુનઃ દર્શનથી દેહ પૂનિત થયો—છતાં પોતાની જન્મભૂમિ—ગુજરાત—પરનું ગુરૂજીનું માન તેટલું ને તેટલુંજ રહ્યું. ફરી આ મહારાજની કૃપાદષ્ટિનાં સૌમ્ય કિરણો આપણા આ ગુજરાતપર પડયાં. સ્વર્ગથી મ્હોટી આ જન્મભૂમિપરનો તેમનો સ્નેહ હવે ઉછળવા લાગ્યો. જ્ઞાનજળનાં મોજાંથી હવે તે એટલા નવ્હાઈ ગયા હતા કે તેના સીકરો આ બાજુ વર્ષાવવાની સહજ ઇચ્છા થઇ. એક બાળક—માતૃભક્તબાળક—પોતાની 'મા'ને જેમ ચાહે તેમ પણ તદ્દન સાત્વિક આકર્ષણથીજ શ્રીજાનકીદાસજી મહારાજ આ ભાગ્યશાળી ભૂમિ તરફ આકર્ષાયા—છતાં કાશી અને ગુજરાત વચ્ચે આવેલાં કેટલાંક જ્ઞાનગૌરવવાળાં યાત્રાનાં સ્થળ મહારાજને જોવાનાં રહ્યાં હતાં તે ચૂકયા નહિં. મહાત્માઓનું એકાન્ત ભવન—હરદ્વાર ઋષિકેશ અને વૈજનાથ આદિની યાત્રા મહારાજે કરી. પરમહંસરૂપી પક્ષિઓના આશ્રયરૂપ આ પ્રયાગ—વટક્ષેત્ર—હરદ્વાર ઋષિકેશને નમન કર્યા સિવાય મહારાજ પાછા કેમ ફરે ? ત્યાંથી આપણા ગુરૂ શ્રીજાનકીદાસજી જગન્નાથજી ગયા; અને સૌ પ્રદક્ષિણા પરવારી જેમ બને તેમ ઉતાવળા પાછા આપણી આ ગુર્જર ભૂમિપર પધાર્યા. ભક્તલોકોનાં નેત્રો ખેંચાઈ ખેંચાઈ મહારાજની રાહ જોતાં હતાં તે હવે તૃપ્ત થયાં. આ ધર્મક્ષેત્રો વિદ્યામંદિરોમાં પહેલપાનાં પડેલા હીરા પાસેથી હવે લોકોએ વધુ તેજની આશા રાખી, અને તે આશા પૂરવામાં પણ મહારાજે તેમની ઉપકાર અને દયાવૃત્તિ દાખવી. મહારાજ જેવા ગુજરાતમાં પધાર્યા કે તરતજ રેવા રોધસ સંભાર્યો.

નર્મદાના પવિત્ર તટો, રેવા નદીના રમ્ય તરંગો, અને અનેક મહાપુરૂષોરૂપી ફળ ફુલથી ભરેલાં અનેક ઉપવનોરૂપી આશ્રમો, એ સઘળાંએ મહારાજ શ્રીજાનકીદાસજીને આકાર્યા હતા. મહાસતી અનસૂયાના ચારિત્ર્ય માહાત્મ્યથી મહત્તા પામેલ આ રેવાતટ પર તેવાજ અપૂર્વ અતિથિનું આગમન થયું. તેમના જેવા અતિથિ માટે યજમાન પણ તેવાજ મળ્યા. અને આ સમયે તેમનો સત્કાર એક નહિ પણ વધુ મહાત્માઓએ કર્યો. તેમાંના કેટલાક તો તેમનો સહવાસ કાશી પર્યન્ત પણ શોધ્યો હતો.

દેવોની શાંતિની પરીક્ષા કરનાર પરમઋષિ ભૃગુઋષિના નિવાસથીજ કલ્યાણમય ભૃગુક્ષેત્ર—ભરૂચ શહેર—માં આપણા મહારાજ શ્રીજાનકીદાસજી હવે સ્વામિજી શ્રીઅદ્વૈતાનન્દજી મહારાજના મઠમાં રહ્યા. સ્વામિજી શ્રીઅદ્વૈતાનન્દજી સાથે તેમનો પ્રથમ પરિચય ભાવનગરમાં થઇ ચૂકયો હતો. જે વખતે આ મહારાજ ભાવનગર પધારેલા, ત્યારેજ શ્રીજાનકીદાસજીને પોતાના મઠમાં પધારવા આમંત્રણ કરેલું હતું. મહાત્મા તરફનો શ્રીઅદ્વૈતાનંદજીનો સહજ સદ્દભાવ જ્યારે તેમણે શ્રીજાનકીદાસજીને ભાવનગરમાં છંદશાસ્ત્ર અને સાંખ્યાદિ પ્રવચનો શીખવ્યાં ત્યારથીજ વધી ગયો હતો. અને આવા બાળમુનિને પોતાના રમણીય રેવાતટના આશ્રમમાં લેઇ જવાનો નિશ્ચય પણ એ સમયેજ થઇ ચૂકયો હતો. મહારાજશ્રી ભરૂચમાં આવ્યા. મહર્ષિઓના આશ્રમોનાં દર્શન કર્યાં. ભૃગુઆશ્રમ—પુરાણુ મંદિર—ને જોયો. રખેને દેવોની શાંતિને પારખી કાઢનાર ઋષિ એમને અશાંતિ ન ગણે એમ ધારી મહારાજે અહિં પોતાની શાન્તિ ક્ષમા વગેરે જેટલાં વધારાય તેટલાં વધાર્યાં. કૃષ્ણપક્ષની ગાઢ અંધારી રાત્રે એકલા ફરનારને પણ આ રેવાતટ આહ્લાદ આપે છે. ઊંચી ઊંચી ભેખડો, બીજાં બિહામણાં સ્થાનોની પેઠે વિકરાળ નહિ પણ ઊંચી ઊંચી દિવ્યમૂર્તિઓ જેવી દેખાય છે;

નીચે ખળખળ વહેતું નિર્મળ નર્મદાનીર પોતાના સ્વચ્છ સ્ફાટિક પ્રવાહની આરસીમાં સૌનાં મન ઝીલી, વધુ પવિત્ર કરી, પાછાં આપે છે; કલ્લોલ કરતાં પક્ષિઓનો આ રમ્ય આશ્રમ છે; તેના તટપરના આ શ્રીઅદ્વૈતાનન્દજીના આશ્રમમાં અદ્વૈતશોધક આ શ્રીજાનકીદાસજી છેવટે ગયા ત્યાં સુધી અને પછી પણ શ્રીઅદ્વૈતાનન્દજીના પ્રેમપાત્ર બની રહ્યા.

મહારાજ શ્રીમણિરામજી તથા સાધુ શ્રીજુગતરામજી સહિત તેઓ પ્રથમજ, પૂર્વના પરિચયથી પ્રેમપાત્ર બની રહેલી નર્મદાનાં દર્શન કરવા ઉત્સુક બન્યા. તેના કમનીય કિનારાપર ઘણાં એકાન્ત સ્થાનો આવેલાં છે; ત્યાં મહારાજે યથેષ્ટ નિવાસ કર્યો. અહીં સ્વામી શ્રીજગત્પુરીજી તથા તેમના શિષ્ય સ્વામી નિર્મલપુરીજી પણ સાથમાં હતા. ગંગાનાં નિર્મલ જળ પીનારને નર્મદાનાં નીરજ વધુ વ્હાલાં લાગ્યાં; ને જે લોકોની દર્શનાભિલાષા તીવ્ર હતી તેમને પણ તે પીવા જાણે આકર્ષતા ન હોય, તેમ ત્યાં જવા ફરજ પાડતા. મહાત્મા શ્રીજાનકીદાસજી મિત્રો સહિત નર્મદા તીરે રહ્યા. આ વખતે મહારાજનો ગુજરાતપરનો પ્રેમ વધ્યો હતો. જીવનનું સાર્થક કરવાની, પરમાર્થવૃત્તિ પોષવાની, મહારાજને ઘણીજ ઇચ્છા હતી. સાધન પણ તેમણે દેશ પરદેશ પર્યટન કરી મેળવ્યાં હતાં; અને અધિકારી વર્ગ પણ આ સમયે જોઈએ તેટલો તૈયાર હતો. જ્ઞાનની લ્હાણી કરવા-પામર જીવોનો ઉદ્ધાર કરવા-મહારાજે યાત્રા આ નર્મદાતીર પરથી શરૂ કરી. પ્રથમ દૃષ્ટિ પોતાના ગુરૂ શ્રી રવિદાસજી મહારાજના સ્થાનપરજ પડી. શેરખીમાં પડેલા શ્રીગુરૂનાં પૂજ્યપાદ તરફ આ વંદનીય પાદો આકર્ષાયાં. પોતાનું શિષ્ય ઋણ વાળવા મહારાજે જરાપણ વિલંબ કે અનુત્સાહ બતાવ્યો નહિં. ગુરૂવર્યના શિષ્યો ઉપશિષ્યો ભક્તો તરફ વિદ્યા ભણી આવ્યા બાદ પણ તેટલોને તેટલોજ વિનયયુક્તભાવ બતાવ્યો. હજુ પણ ગુરૂજીના પાદ તરફ તેની તે ભક્તિ રાખી, અને શેરખીની મહત્તા હતી તે કરતાં વધુ વધારી. ગુરૂ શ્રીરવિદાસજીના સૂક્ષ્મ દેહને આ જ્ઞાનમય શ્રાદ્ધથી ખૂબ સંતોષ્યું. તપસ્વિઓની પૂજા-ભેટ-ભક્તિ-બધું આવુંજ હોય છે. મહિનદીના તટપર આવેલા આ શેરખીના શ્રી રવિભાણ મઠમાં મહારાજ, સાધુ શ્રી મહંત રાધિકાદાસજી મરારાજના અતિથિ તરીકે અહીં જેટલો કાળ રહ્યા, તે બધો કાળ લોકોના મનમાંથી અદ્યાપિ પર્યન્ત ખસ્યો નથી હજુ પણ તે આશ્રમના ભક્તો જ્યારે, મહારાજ કેમ બોધ આપતા હતા, કેમ મહાવાક્યોનો સિદ્ધાંત દૃઢ સમજાવી શકતા હતા, અને પુરાણ-કથા-દૃષ્ટાન્તોથી-આ સૂત્રો, સિદ્ધાંતો રસમય કેમ વર્ણવતા હતા, તે બધું વર્ણવે છે ત્યારે એક બાળક પેઠે આપણે આશ્ચર્ય ચકિત થઇ સાદર સાંભળીએ છીએ; અને હૃદયમાં ભક્તિવાવ સ્ફુરેલો જોઇએ છીએ. શ્રીસ્વામિજી મહારાજે અહિં શેરખીમાં બિરાજી કેટલીક કાવ્ય રચના રચી છે, તે ઇશ્વર ઇચ્છાએ મહારાજશ્રીના વિસ્તૃત જીવન ચરિત્રમાં અવસર આવે પ્રસિદ્ધ થશે. માત્ર અનેક ભક્તોને તાત્કાલીય લાભ લેવા માટે અહીં શ્રી પ્રાતઃસ્મરણ સ્તોત્ર પ્રસિદ્ધ કરાય છે.

## श्रीप्रातःस्मरणस्तोत्रम् ॥

### कवित.

**हृदे मध्ये स्वप्रकाश आत्मतत्त्व निजभास,**
**प्रातःकाले है हुल्लास समरन ठानिये ।**

सदचिदानन्दघन यति योगी गति धन,
तामे नित्य जोडे मन तुरीया पिछानिये ।
जाग्रत स्वपन वासे सुषुपतिकुं प्रकाशे,
तीनुं वस्था साक्षी भाषे सोऽहं ब्रह्म जानिये ।
पञ्चभूतको संघात देहादिक जडजात,
सो न मेरो रूप तात कलातीत मानिये ॥ १ ॥

मन वाणीके जु परे ज्ञानी तामे चित्तधरे,
प्रभाते भजन करे वृत्ति ब्रह्माकार है ।
चिद् ब्रह्मके प्रकाशे लोक वेद वाक्य भासे,
स्वस्वअर्थकुं उजासे तत्त्वको विचार है ।
नेति नेति वेद ररे उपाधिकुं दूर करे,
प्रपञ्चसें जो है परे शुद्ध निराधार है ।
देवनको देव जोई अज हु अच्युत सोई,
सब शिरोमणि वोई गावत अपार है ॥ २ ॥

तम हु अविद्या पार वेदको सिद्धान्त सार,
आपहिकुं वारवार प्रभाते प्रणाम है ।
सूरसम स्वतें भासे मनबुद्धिकुं प्रकासे,
शुद्धबुद्ध स्वविकासे मुक्तिको विश्राम है ।
देशकाल वस्तुच्छेद पूरणमे नहिं भेद,
सनातन कहे वेद पूरुष हि धाम है ।
सब जगके आधार अस्ति भाति प्रिय सार,
रज्जुमे ज्यूं सर्पाकार तैसे रूप नाम है ॥ ३ ॥

तीनश्लोक सुपवित्र तीनलोक शोभाचित्र,
चित्त धरो प्यारे मित्र रुचिकुं बढाईके ।
प्रभाते पढे जु कोई परंपद पावे सोई,
ज्ञानतें कैवल्य होई श्रुति कहे गाईके ।
शांकरी मधुरी बानी ब्रह्मविद्या सुहानी,
नित्यमुक्ति सुखखानी सुनो प्रेम लाईके ।

ऐक्यज्ञानमें विख्यात शङ्करस्वामी साक्षात,
गुरुपाद नमो तात भक्तियुत धाईके ॥ ४ ॥
इति श्रीमत्परमहंसस्वामिश्रीजानकीदासमहात्मना विरचितं-
श्रीप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

---

કાશી વગેરે પવિત્ર સ્થળોમાં ઘણોકાળ મિત્ર તરીકે સાથે રહેલ મહારાજશ્રીમણિ-રામજીને મહારાજના સત્કારનો લોભ થયો. મિત્રપરની મમતા તો તેમની મૂળથીજ હતી-જ્ઞાનથી વધી હતી; અને મહારાજની પરમહંસદશાથી બ્રહ્મના સાક્ષાત્ અનુભવથી આ મૈત્રિ દૃઢ થતાં હવે ભક્તિમાં પરિણામી. ને હવે શ્રીમણિરામજી મહારાજની ઇચ્છા આપણા આજની ભક્તિના વિષય-દેવરૂપ-શ્રીજાનકીદાસજી મહાત્માને શ્રીસંતરામ મહારાજના મંદિરમાં નડીઆદ લાવવાની થઈ. આ મિત્રની ઇચ્છા શ્રીજાનકીદાસજી ઉલ્લંઘી શક્યા નહિં. વળી નડીઆદની કોઈ, વિદ્વાન્ ભક્ત મહજજનોને આકર્ષવાની અપ્રતિજ શક્તિ-પણ મહારાજને ખેંચી રહીજ હતી. શ્રીસ્વામિજીના હૃદયમાં પણ શ્રીસંતરામ મહારાજની પણ સેવા થાય તો વધારે સારૂં, એવી સહજવૃત્તિ ઉદ્ભવી હતી. મહારાજ નડીઆદ પધાર્યા-અને રહ્યા. પોતાની શક્તિ પ્રમાણે મહારાજે અહિંપણ શાસ્ત્ર કથન કર્યું. ધર્મ નીતી અને તત્વજ્ઞાન, તથા લોક વ્યવહાર, આ બધું લોકોને એવી રીતે કહ્યું કે તેની સચોટ અસર આજે આ સમારંભમાં ફળી-મહારાજની યથાયોગ્ય ઉત્તરક્રિયા-ષોડશી અને સંવત્સરી આ રીતે ઉજવવાને ભાગ્યશાળી આ નટપુર ( નડીઆદ )ની નોંતમ ભૂમિ બની. મહારાજ કૈલાસવાસી-કૈવલ્યવાસી-અહિં થયા; તે જાણે અહિંના શિષ્યોની ભક્તિની કદરજ ન કરી હોય! નડીઆદપર કરેલા અનંત ઉપકારોમાં પ્રથમ ઉપકાર આ સમયે-શેરખીથી આવી-કરવા શરૂ કરેલો.

આપણા-આ સ્થળે-ઘણા લોકો આકર્ષાયલા, ઘણા લોકો ઘણા ભક્તો મહારાજના દર્શને અહીં આવી ગયેલા. દૂરથી આવેલાનો શ્રમ પ્રથમ અહીં આમના દર્શનથી, પછી કથાથી, અને બાકી રહેલો શ્રી સંતરામ મહારાજના મંદિરના સત્કારથી દૂર થતો. ગુજરાતના ખૂણે ખૂણેથી મહારાજની શોધ થતી. સૌ જેટલા ભાવથી આવતા તેથી ચોગણા ભાવ સાથે મહારાજનાં દર્શન કર્યાબાદ પાછા ફરતા. શિષ્યવૃન્દ વધતું ગયું. અને મહારાજનો શિષ્યોપર સદ્ભાવ પણ વધતો ગયો. અહિંથી હવે એમણે લગભગ અતિથિવ્રત ધારણ કર્યું. ગુજરાતના ગામે ગામ ફરી વળ્યા. જ્યાં ગયા ત્યાં મહારાજ 'મહારાજજ' રહ્યા. સ્ત્રી, પુરૂષ, બાળક, યુવાન્, વૃદ્ધ, આજારી, ગરીબ, ગૃહસ્થ, સૌના અંતઃકરણમાં ઓછું વતું તેજ પાડતા પાડતા-ઈશ્વર આરાધના, નીતિ, દુર્વ્યસનનો ત્યાગ, અને ધર્મ કર્મનાં કેન્દ્રસ્થ સૂત્રો શિખવતા શિખવતા, મહારાજ વિસનગર સિદ્ધપુર વગેરે પવિત્ર સ્થળોમાં ફર્યા. બાળમિત્ર સ્વામીજી શ્રીજગતપુરીજી સાથે સરસ્વતીના કિનારે મહારાજ માધુકરી વૃત્તિથી રહેવા લાગ્યા. મહારાજે વૈરાગ્ય ભાવનાની અસર આ કુમારિકા ક્ષેત્રમાં પાડવાનું જાણે પસંદ ન કર્યું હોય! એમ અહીં સંસારની અસારતા વિવિધ કથા દૃષ્ટાન્તોથી સમજાવવા માંડી. બ્રહ્મચર્યનો ઉપદેશ અહીંથી એમણે ખાસ ધ્યાનથી કરવા માંડ્યો. બાળકને બાળક માફક, મોટાને મ્હોટા

માફક, અધિકારી વર્ગને તેમના દરજ્જાને છાજે તેવી રીતે, અને પ્રતિપક્ષિઓને પણ યોગ્ય આદરપૂર્વક, મહારાજે પ્રવચનથી ઉપદેશ કર્યો-ધર્મ અને વ્યવહાર-બન્ને શિખવ્યાં; તથા સ્ત્રીધર્મ અને સેવકધર્મ પણ અહીં શિખવ્યાજ કર્યો. મહારાજશ્રીની કથા સાંભળવા-સત્સંગ કરવા-પંડિત અને અભણ સૌને આકર્ષણ થવા લાગ્યું. મહારાજ હસ્તે મુખે જ્યારે શાંતિથી સૌના મનનું સમાધાન કરતા, અને એક એક શ્લોકને સો સો દષ્ટાન્તોથી સમજાવતા, તથા જ્યારે મધુરતા સાથે શ્લોકની વ્યાખ્યા-ટીકા પણ કરતા, ત્યારે સૌને એમની પાસે બેસી રહેવાનુંજ ગમતું. એમની કથામાં કોઇ દિવસ એવી કટુ ટીકા-કટાક્ષ-કે આક્ષેપ થતાં નહિ કે જેથી પરપક્ષિઓને સ્હેજ પણ દુઃખ કે ક્ષોભ થાય તેમનાં મન ન દુભવવાનો ઉપદેશ તે સૌને આપતા. તપી જઈ, બૂમ પાડી, કે દુરાગ્રહથી પણ વાત કરનાર તેમના 'શાંતપ્રભાવ' આગળ થંડો ગાર બની જતો. કુતર્ક કે વિતંડાવાદી પણ તેમને નમન કરીનેજ જતો. અને જ્યારે ઘેર જતો ત્યારે મહાત્મા પાસેથી 'આ ખરૂં ને વિચાર કરવા જેવું છે' એમ કહેતો.

આ સરસ્વતીના તટપર પણ એમને એક 'ધર્મવીર' મહાત્મા મળ્યા. ગુજરાતમાં પ્રખ્યાતિ પામેલા સ્વામી શ્રીમાધવતીર્થજી મહારાજ, કે જેમનું નામ-પ્રતાપ-આખા દેશ દેશાંતરમાં મશહૂર છે, તેમનો સમાગમ થયો. આ વખતે તેમની સાથે મહારાજ શ્રીજાનકીદાસજીએ શાંકરભાષ્ય નામના બ્રહ્મસૂત્રપરના અપૂર્વ ગ્રન્થનો વિચાર કર્યો મહારાજશ્રી માધવતીર્થજી પાછળથી શ્રી દ્વારકાના શારદાપીઠના જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યજીની ગાદીના અધિકારી થયા અને એમના સહ-બ્રહ્મવિદ્યાનો વિનોદ કરનાર-આપણા મહારાજે 'હતું તેનું તે' જ્ઞાનમય જીવન વધારે ખીલાવ્યું કર્યું. ભક્તજનોના અંતરની ગાદીએ ક્યારનાએ બિરાજતા આપણા આ મહારાજને 'નિઃસ્પૃહ જીવન' વધું પ્રશસ્ત લાગ્યું. જગતને યત્કિંચન માનવાવાળાએ તો લોકોપદેશો-પરોપકારો-નેજ સ્વીકાર્યો, અને કલ્યાણવૃત્તિજ પોષ્યા કરી. પોતાના વિરાગના પ્રભાવથી-જ્ઞાનથી-મહારાજશ્રી માધવતીર્થનો સતકાર પામ્યા. બાદ મહારાજ શ્રી સિદ્ધપુરથી ભાવનગર ગયા. શ્રી ગુરૂદ્વારાને નમન કરી મહારાજ વળી પાછા નડીઆદ પધાર્યા શ્રી સંતરામ મહારાજની ગાદીના અધિકારી મહંતશ્રી યોગીરાજ મુકુટરામજી મહારાજના વિશુદ્ધ પ્રેમે નડીઆદમાં નવા આવ્યા હોય તેવોજ આનન્દ થયો. પોતે ગયે વખતે જે કથામૃતનોસ્વાદ ચખાડી લોકોમાં જ્ઞાનરૂચિ ઉત્પન્ન કરી હતી, તે પોષવા-તૃપ્ત કરવા-જાણે ફરી આવ્યા ન હોય! એમ એમણે જૂના ભક્તોને સંભાર્યા. ભાવભૂખ્યા ભાવિકજનો પણ હર હમેશ શ્રી જાનકીદાસજીના વદનગંગાના ધારા પ્રવાહરૂપ અમૃતથી-કથાથી-તૃપ્ત થયાજ નહિં. મહારાજને તેથી 'નડીઆદ' પોતાનું 'મધ્યસ્થાન' કરવું પડયું; પરંતુ મહારાજની 'સમભાવના' અને પરાર્થવૃત્તિ બંધ પડી નહિ. પાસેના ગામોમાં તેમની પધરામણી થયા કરી. સોજીત્રાના કેટલાક વેદાન્ત જિજ્ઞાસુ, યોગાભિલાષી, સત્સંગ શોધક, શિષ્યોના આગ્રહથી પોતે ત્યાં પધાર્યા. અધિકાર જોઇ, સૌ સૌની યોગ્યતા પ્રમાણે શારીરક ભાષ્ય, વેદાન્તસિદ્ધાન્તમુક્તાવલિ, અને શુભ સંસ્કાર પાડનાર કથા સહિત વર્ણાશ્રમના ધર્મકર્મોનો પ્રસાદ શિષ્યોમાં વહેંચ્યો. અફીણ, ગાંજો. બીડી, તમાકુ વગેરે દુર્વ્યસનોનો ત્યાગ કરાવવો એ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી, અને તે આખા ગુજરાતમાં પ્રસરી. જેમના શરીરમાં આ વ્યસનો ઘર કરી રહેલાં હતાં, તેઓએ પણ છોડયાં: હુક્કા કાકાને અને બીડી

બાઇને તો તેમણે એટલા વેગથી ધક્કો મારી દૂર ફેંકયાં, કે તે પછી પાછાં હાથમાં લીધાંજ નહિં. મહાત્માના વાકયનો પ્રતાપ લોકોને અહિં દેખાયો. ભ્રષ્ટાભ્રષ્ટનો વિચાર પણ લોકોના મનમાં પેદા કર્યો, અને વિશુદ્ધ વાતાવરણ સરજાવવા મહારાજે કરેલો બધો શ્રમ સફળ પણ થયો. મહારાજના ઉપદેશથી હજારો અભણ બ્રાહ્મણપુત્રો ભણતા થયા. ધર્મક્રિયાના છાંટા વગરના છાટકા થઇ ફરતા ઉદ્ધત્ત યુવાનોમાંના ઘણાક ધર્મશીલ બન્યા. અને ધર્મથી વિમુખ થઈ ગયેલ હજારો નારીઓ સદાચારી થઇ ગઇ. મહારાજનાં પવિત્ર પગલાં જ્યાં જ્યાં પધાર્યાં, ત્યાં ત્યાંથી પાપ દૂર થતું ગયું, અને મહારાજનું મહત્ત્વ વધતું ગયું. મહારાજને તેની ઇચ્છા નહોતી; પણ 'તપસ્વી'ના તપનો 'પ્રભાવ'–ઇચ્છા હો કે ન હો, પણ પડયા વગર રહેતોજ નથી.

સોજીત્રેથી મહારાજ પેટલાદ પધાર્યા. પેટલાદના નગરશેઠ–રંગશાળાના માલિક શ્રીમાન્ શેઠ નારાયણદાસભાઇએ આ મહાત્માના સત્સંગનો અલભ્ય લાભ ઘણો લીધો. શેઠજીની ધર્મ તરફની વૃત્તિ આપણા ગુરૂજીના સમાગમથી વધી. પૂર્વનાં પુણ્ય ઉદય થયાં. શ્રીશંકરાનંદી ગીતા ઉપનિષદો વગેરે વેદાન્તના ગ્રન્થોનો અભ્યાસ કર્યો. વૃત્તિ ભગવત્પરાયણ બનતી ગઇ. ઉત્તરોત્તરના શ્રી ગુરૂજીના ઉપદેશના પરિણામે એમનામાં રહેલી પુણ્યવૃત્તિ બહાર પ્રગટ થઇ ધાર્મીક કાર્યો, સંસ્થાઓ, અને યજ્ઞ યાગાદિકમાં પરિણામ પામી, સત્સંગની કીંમત પોતે જાણી. બીજા લોકોને પણ સત્સંગ મળે તેવા હેતુથી સંત મહાજનોને રહેવા–ઉતરવા–માટે એકાન્તમાં એક બગીચો બંગલો કરાવ્યો, અને પોતાનાજ તરફથી એક અન્નક્ષેત્ર પણ શરૂ કર્યું. અદ્યાપિ સુધી પણ જ્યારે જ્યારે મહત્પુરૂષો આવે છે, ત્યારે ત્યારે અહિંજ તેમનો નિવાસ થાય છે: અને પોતાના તરફથી શેઠજી સર્વ પ્રકારની સેવા વગેરેનો બંદોબસ્ત ઘણોજ પ્રશંસનીય રાખે છે. સત્પુરૂષોની સેવા સમાગમથી અને તેઓના અમોઘ આશિર્વાદોથી તેમ મહત્પુણ્યના પ્રભાવથી શેઠ નારાયણભાઇને રાજ્ય તરફથી 'રાજરત્ન'ની ઉપાધિ મળી: તેમ આર્થીક વૈભવ વૃદ્ધિ પામ્યો, અને પોતે લોકમાન્ય થઈ અંતે મુક્તદશાને પણ પામ્યા.

આ સ્થલમાં–પેટલાદમાં–મહાત્મા જાનકીદાસજીને એક વિદ્વત્ શિરોમણિનો પરિચય થયો. વિદ્યાભૂષણ રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ, કે જે તેમના ઉત્તમતત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે સુપ્રસિદ્ધ છે. તેમની સાથે મહાત્માજીએ કેટલોક સમય વેદાન્તશાસ્ત્રની ચર્ચામાં ગાળ્યો. શ્રીમાન્ શ્રોફે પણ મહાત્મા પાસે કેટલાક ગ્રન્થો વિચાર્યા. મહાત્માસ્વામિજી, શેઠ નારાયણભાઈ, અને શ્રોફ હીરાલાલભાઇ, આ ત્રણની ત્રિપુટી જ્યારે જોઇએ ત્યારે વિદ્વદ્ ગોષ્ટી કરતીજ માલુમ પડી આવતી. રા૦ શ્રોફ, પશ્ચિમ દેશના દરેક તત્ત્વજ્ઞાનીઓ અને સાક્ષરોએ શોધેલાં આત્મા–જગત્ વગેરે તત્ત્વોની, આ પૂર્વ દેશના પંડિતોએ–તત્ત્વવેતાઓએ–નક્કી કરેલા સિદ્ધાન્તો સાથે તુલના કરતા. મહાત્માજી તે રહસ્ય વધુ વ્યાવહારિક વાણીથી સ્પષ્ટ કરતા; ત્યારે શેઠ નારાયણભાઈના નિર્મળ મનમાં તે બન્નેના તરફ વધુને વધુ સારો ભાવ વધતો જતો. વિદ્વત્ રત્ન શ્રીમાન્ શ્રોફ સાથે સ્વામિજીનો ભાવ–સાદરભાવ–દિવસે દિવસે ઘણોજ વધતો ગયો. શ્રોફ સાહેબ એક હાઇસ્કુલના મુખ્ય અધ્યાપક છે. છતાં મહારાજના દર્શનાર્થે વારંવાર આવતા, અને જ્યારે આવતા ત્યારે શિષ્યગણોને

તથા શેઠજીને માટે કાંતો ગ્રીકતત્ત્વવેત્તા સેક્રેટીસ, કેન્ટ, ડયૂસન હર્બર્ટ સ્પેન્સર, કેમીલ, વગેરેમાંના કોઇકના અથાગ શ્રમના પરિણામ રૂપી નવી 'વાની' લેઇ આવતા.

અહિં જે સમયે મહારાજ હતા તે સમયે મહારાજશ્રીની ખ્યાતિ ઉત્તરહિન્દુસ્થાનમાં પણ પ્રસરી ચૂકી હતી. મહારાજે ત્યાં પ્રવાસનો પ્રારંભમાંજ કર્યો હતો. ત્યાંથી તેમના દર્શનાર્થે વૈદ્યસ્વામી અદ્વૈતાનન્દજી, તથા મહાત્માશ્રી નારાયણમુનિજી અને શ્રીજીવન્મુક્ત સ્વામીજી વગેરે પધાર્યા. વધુ વિદ્વાનો મળ્યા. યોગીઓનો સુયોગ થયો, અને પેટલાદમાં એક સંત મેળો ભરાયો. પૂજ્ય મહાત્માઓની મંગળવાણીથી શ્રીમાન્ શેઠજી નારાયણદાસ ઘણાજ સંતુષ્ટ થયા, અને કૃતકૃત્ય માનવા લાગ્યા.

એક સ્થળે ઘણો વખત નહિ રહેવાના ચાતુર્માસના નિયમોનું યથાવત્ પાલન કરનાર, આપણા પરમપૂજ્ય ગુરૂવર્ય સ્વામિજી શ્રીજાનકીદાસજીએ હવે પેટલાદથી અન્યસ્થળે વિચરવું શરૂ કર્યુ. ધર્મજ થઈ ભાદરણ ગયા, ને ત્યાં ચાતુર્માસ રહ્યા. રહેવાની એકાંત સવડ સગવડ હોય ત્યાં મહાત્મા ચારમાસ રહેતા, ઉપદેશ કરતા. શંકરાનંદીગીતા, વૃત્તિ પ્રભાકર, વિચારસાગર, તત્ત્વાનુસન્ધાન, ઇત્યાદિ ગ્રન્થોનું ભાદરણના ભક્તોને અધ્યયન કરાવ્યું. ત્યાંથી મહારાજના શિષ્ય સ્વામી ચિદાનંદજીના પૂર્વાશ્રમની ભૂમિકા તરફ મહારાજશ્રી વળ્યા. આંકલાવમાં શ્રીસ્વામીજી મહારાજ સ્વામિજી શ્રીજગતપુરીજી મહારાજને સાથમાં લેઇ પધાર્યા, અને સદ્ગુરૂ શ્રી માધવાનન્દસ્વામિજીની ધર્મશાળામાં નિવાસ કર્યો. ત્યાં શ્રીમદ્ભાગવત અને ગીતા ઉપર કેટલાક દિવસ ચર્ચા કરી. પરમગુરૂ શ્રી માધવાનન્દજીના ઉપર તેમનો ઘણોજ ઇષ્ટભાવ હતો, કાઠીઆવાડમાં તેમના કેટલાક અંતેવાસીનો પરિચય મહારાજને હતો. આંકલાવમાં આ સમયે વેદાન્તાભિલાષી મંડળી પણ સારી હતી. તેમાં આયુર્વેદદિવાકર વૈદ્ય કાળીદાસ નારાયણજી, તથા બ્રહ્મનિષ્ઠ પુરાણી મહાશંકરભાઇ, તથા પરમગુરૂભક્ત રાજવૈદ્ય રામશંકરભાઈ, તથા જ્યોતિર્ભૂષણ ભવાનીશંકરભાઇ, તથા પાઠક ઈશ્વરભાઇ, તથા પટલ નાથાભાઇ સુણાવા, તથા મિસ્ત્રી નારણભાઇ વગેરે મુખ્ય ભાગ લેનાર હતા. મહારાજ એવા હતા કેઃ જ્યાં જાય ત્યાં પૂજાય. આપણા સ્વામી ચિદાનન્દજી પણ તે વખતે પૂર્વાશ્રમમાં અહીંજ હતા; અને તેમના બાળમિત્ર ઉપાધ્યાય શંકરભાઇ પુરૂષોત્તમ ( આ લેખ લખનારના પિતાશ્રી ) પણ વિદ્યમાન્ હતા. મહારાજની સેવા અને સમાગમનો અલભ્યલાભ આ બન્નેએ પણ લીધો કે જેના પ્રતાપે તેઓ ઘણા ગ્રન્થો મહારાજશ્રીની પાસે શીખ્યા.

આંકલાવથી મહારાજ શેરખી, ભાદરણ, બોરસદ, ખંભાત, નાર, સુણાવ, દેથલી, વાસણા, ધર્મજ, સોજીત્રા, અમદાવાદ, ખેડા, લટેશ્વર, શ્રી ઉત્કંઠેશ્વર મહાદેવ, કેદારેશ્વર મહાદેવ, કપડવણજ, કઠલાલ, મહેદાવાદ, ઉમરેઠ, ડાકોર કરમસદ, સારસા, રાસ, પાદરા, દરાપુરા, કોયલી, અણગઢ, ટુંકામાં આખા ચરોતરમાં, ખેડા જીલ્લામાં અને ગુજરાતના ઘણા ભાગમાં મહારાજ વિચર્યા. આ બધો સમય આત્મચિંતન, વેદાન્તવિચાર, ને કથા વાર્તામાંજ ગાળતા. શિષ્યોને—શ્રોતાઓને ઉપદેશ કરતા દુર્વ્યસનોનો પરિત્યાગ કરાવતા હતા. વચ્ચે વચ્ચે નડીઆદ પેટલાદ પણ આવી જતા.

સંવત્ ૧૯૭૪ના માઘમાસમાં ગામ રાસના સ્વધર્મનિષ્ઠ ભક્તશિરોમણિ ઠક્કર મકનદાસ નરસીદાસ તથા ઠક્કર હરગોવિન્દદાસ નરસીદાસ આ બન્ને ભાઇઓ એક સુનાર (મીસ્ત્રિ)ને લેઇને પેટલાદ મુકામે આવી જનહિતેચ્છુ ભગવાન્ શ્રીસ્વામીજી મહારાજ પ્રત્યે સવિનય સાષ્ટાંગ

દંડવત્પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યા:-' પ્રભો! હમારે આપશ્રીના નિમિત્તે મહાત્માપુરૂષોને નિવાસ કરવાને વાસ્તે એક બાગ-બગીચો-ને તેમાં એક બંગલો કરવા ઉત્કંઠા છે. ભગવન્! આપ હમારો ઉત્સાહ પૂર્ણ કરવા આજ્ઞા આપી સાનુકૂળતા બતાવશો.' ભકતોની ઉત્કટ ઇચ્છા ને ભકિત જોઇ ભકતવત્સલ પરોપકારી મહાત્માશ્રીએ પાસમાં અધ્યયન કરનાર સ્વામી ચિદાનન્દજીને આજ્ઞા આપી કે: 'તહમો મહાત્માઓને અનુકૂળતા આવે તેવો બંગલાનો નકસો-આકાર-કાઢી આપો.' તે પ્રમાણે ચિદાનંદ સ્વામીએ કર્યું. ભકતોએ આશરે આઠ નવ સહસ્ત્ર મુદ્રિકાઓ ખરચ કરી જમીન બંગલો બાગ અને અંદર કુવો વગેરે સાધન સામગ્રી યથાયોગ્ય શીઘ્ર (થોડી મુદતમાં) તૈયાર કરી શ્રી સ્વામિજીમહારાજને પધારવા પ્રાર્થના કરી. શ્રીસ્વામિજી મહારાજ સંવત ૧૯૭૪ ના જેષ્ઠ માસમાં સંત હીરાપુરીજીને લેઇને બંગલાને પૂનિત કરવા પધાર્યા. અને ભકતોને વચનામૃતનું પાન કરાવી કૃતકૃત્ય કર્યા હતા. સ્વધર્મનિષ્ઠ બન્ને ભકતોના બે પુત્રો પણ "બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા" આ કહેવતને સફળ કરનાર હતા; કે જેઓનું નામ ઠક્કર પુરૂષોત્તમ મકનદાસ, અને ઠક્કર જીવાભાઇ* હરગોવિન્દદાસ હતું. તેઓએ પણ પોતાના વડિલોની સાથે રહીને શ્રીસ્વામીજી મહારાજની અત્યંત સેવા ભકિત ઉઠાવી, તથા વેદાન્તના એકાદ ગ્રંથનું અધ્યયન કરી કૃતાર્થતા મેળવી જીવન સફળ કર્યું. રાસથી મહારાજશ્રી ભાદરણ અને પશ્ચાત્ નડીઆદ પધાર્યા. અહો! ધન્ય છે! ધન્ય છે! આવા પરોપકારી ભકતવત્સલ મહાનુભાવ મહાત્માઓને! અને ગુરૂભકત સ્વધર્મનિષ્ઠ નરરત્નોને!!! કે જેઓએ "परोपकाराय सतां विभूतयः ।" આ સૂત્રભૂત વાકયને સફળ કરી આલોકમાં અને પ્રભુના દરબારમાં પોતાનું અખંડ નામ કરી કૃતાર્થતા મેળવી પુણ્યરૂપ દુર્લભ નરદેહની સાફલ્યતા સંપાદન કરી.

નડીઆદની સંસ્કારી પ્રજાને જાહેર ચર્ચાથી મહારાજે અભેદ અર્પ્યો હતો. હરદ્વારથી શ્રીમાન્ બાલકરામ પંડિતજી, તથા શ્રીકાશીથી પંડિત શ્રીસચ્ચિદાનંદજી. તથા મુંબાઇથી બ્રહ્મનિષ્ઠ પિતાંબરજી પંડિત, વગેરે મહાનુભાવો નડીઆદમાં પધારેલા, ને તે સમયે તેઓની સાથે મહારાજે વેદાન્તની ચર્ચાકરી હતી. મહારાજ સમય જાણતા. અને પૂર્ણરીતે સાચવતા. લોકમતનો કદીપણ અનાદર કરતા નહિ. હરેક પંથના લોકોને પણ સામાન્યધર્મથી સમજાવતા. મૂર્તિપૂજનનું રહસ્યપણ અનેક વેદ શાસ્ત્રના વચનોથી તેમ અનેક યુકિત પ્રયુકિતથી બતાવતા હતા. કોલેરા-મરકી-મહામારી-ઇત્યાદિ ઉપદ્રવોના સમયમાં પણ "जन्मान्तर कृतं पापं व्याधिरूपेण बाध्यते । तच्छान्तिरौषधैर्दानैर्जपहोमार्चनादिभिः ॥" (જગતના જીવોએ જન્મજન્માંતરમાં કરેલાં જે પાપો તે મરકી-મહામારી-વગેરે ભયંકર રોગદ્વારાએ અનેક જીવોના પ્રાણોને નાશ કરે છે; તેની શાંતિ અનેક ઔષધિઓવડે, દાનોવડે, જપ કરવા વડે, યજ્ઞાદિ હોમ કરવા વડે તથા દેવતાઓના પૂજન વડે થાય છે) ઇત્યાદિ પ્રાયશ્ચિત્ત વચનો જનસમૂહના ચિત્તમાં બરાબર ઠસાવી યજ્ઞ યાગાદિક તથા જપ દેવાર્ચનાદિ કરવા પ્રેરણા કરી લોકો પાસે કરાવતા.

---

* ઠક્કર જીવાભાઇ સંવત ૧૯૭૮ ના મહાસુદી ૧૧ ને બુધવારને દિવસે સ્વર્ગવાસી થયા. તેમના સ્મરણાર્થે તેમના પિતાશ્રીએ શ્રીસ્વામિજી મહારાજના જીવનનો આ સંક્ષિપ્ત લેખ પ્રસિદ્ધ કર્યો છે અહો ભાગ્ય! આવા સ્વર્ગવાસીઓનાં!!! પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો.

મહારાજનો કોઇ અમુક મત કે પંથ હતો નહિ. કોઇ ચોક્સ દેવ તરફ પક્ષપાત પણ હતો નહિ; કે કોઇ અમુક ધાર્મીક બંધારણ હતું નહિ. અલબત તત્ત્વજ્ઞાનમાં એમને શાંકરમત સંમત હતો; અને એ વાત કેટલાક ઉત્તમ અધિકારિઓ આગળ કરતા પણ ખરા. છતાં કોઇપણ બીજા આચાર્યો તરફ કે પરધર્મિઓ તરફ એમનો તેટલોજ બંધુભાવ હતો. સિદ્ધાંતો ન ગમે છતાં પ્રવર્ત્તકો સાથે તેમને પંડિત મિત્રતા હતી. મહારાજનું આખું જીવન, ઉપદેશ–ને એમની સહનશક્તિ–બતાવી આપતી–પુરવાર કરી આપતી કે ભારતનાં શાસ્ત્રો કે દર્શનો પોતે એક બીજાથી કેટલાક તત્ત્વમીમાંસામાં જુદા પડતા છતાં સાહચર્ય ધરાવનારાંજ હતાં; સૌએ પોતાનો ખજાનો વેદમાંથી એકઠો કર્યો હતો; સૌ એક બીજાને " स्वधर्मे निधनं श्रेयः " એમ શિખવનાર હતા. મત સ્થાપવાના કે ખંડનમંડનની મિથ્યા પ્રવૃત્તિમાં પડવાના હેતુથી કોઇ આચાર્ય પ્રવર્ત્તતાજ નહિ; તેમ પ્રવર્ત્યાપછી પણ આગ્રહ રાખતા નહિ. આખા તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ એમજ બતાવે છે કે ભારતવર્ષમાં વિધ્વંસક કે વિનાશાત્મક જ્ઞાનપ્રથાકે તત્ત્વચિંતા હતીજ નહિ; હવે આજના કાળમાં સંસર્ગથી આપણા તત્ત્વમીમાંસામાં આ તત્વ દાખલ થવા માંડ્યું છે. પરંતુ મહારાજશ્રી તેની ચેતવણી સૌને આપતા, અને પોતાના દાખલાથી, સમાધાનથી, અને વિવેકથી, સૌને આ ઝઘડામાં નહિ પડવા સમજાવતા હતા; એટલુંજ નહિ પણ સામાના મતમાંથી જેટલું સારૂં હોય તેટલું ગ્રહણ કરવા કહેતા. આપણાં શાસ્ત્રો અને દર્શનોમાં એક બીજાથી વિરોધ–અંતિમતત્વો–પરત્વે હોવા છતાં તેમની કેટલીક મૂળ પ્રાસ્તાવિક પ્રક્રિયાઓ આપણા આચાર્યોએ પણ સ્વીકારી છે. એમ કહી તે શિષ્ટ પૂર્વ ઋષિઓના માર્ગે દોરવા આગ્રહ કરતા. મહારાજ શ્રીશંકરાચાર્ય ભગવાન્ પણ પરમાર્ગિઓને માનથી બોલાવતા; અથવા તેમના સિદ્ધાંતોનો આલેખ માનપૂર્વક કરતા. તે બધું બતાવી આપી આપણામાંના કેટલાક આવેશી ઉછરતા થોડાક જ્ઞાનથી મદાંધ થઈ જાતા યુવાન્ ગણને સંયમમાં રાખતા.

નિખિલ વેદશાસ્ત્રનિષ્ણાત્ અનવદ્ય દૈવીગુણગણાલંકૃત બ્રહ્મવિદ્યામૂર્તિ યતિકુલ વિભૂષણ પરમપૂજ્ય ગુરુવર્ય્ય શ્રી ૧૦૮ શ્રીમત્પરમહંસ સ્વામિજી શ્રીજાનકીદાસજી મહારાજ, સંવત્ ૧૯૫૩ ની સાલમાં જ્યારે ભાદરણ ગામમાં પટલ મોતીભાઇને બંગલે બિરાજમાન હતા, ત્યારે આંકલાવ ગામ નિવાસી બ્રહ્મકુલોત્પન્ન પરમગુરૂભક્ત જગન્નાથ નામા યુવાનબ્રાહ્મણ શ્રીસ્વામિજીમહારાજનાં દર્શન કરવાની ઈચ્છાથી કેટલાક બ્રાહ્મણાદિ ભકતોની સાથે આવ્યો. ઉતરવાને અતિકઠિણ એવા સંસારસમુદ્રને, દૃઢ તથા દુઃખે કરીને સંપાદન કરાય એવી શ્રીસદ્‌ગુરૂની કરૂણારૂપી નૌકામાં બેશીને તરવાની ઇચ્છાવાળો વૈરાગ્યવાન્ આ બ્રહ્મપુત્ર, ઉપદેશ કરનાર એવા શ્રીસ્વામિજીમહારાજના યુગલ ચરણકમલોમાં સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરતો છતો, નમ્રતા પૂર્વક વિનયતાથી પ્રાર્થના કરવા લાગ્યો:—" હે ષડ્ ઐશ્વર્યસંપન્ન સદ્‌ગુરો ! આકાશાદિ પંચભૂતાત્મક દેહેન્દ્રિયાદિ જડવર્ગમાં આસકિતરૂપ ગંભિર જળવાળા, પુત્ર મિત્ર ધન કલત્રાદિક વિષે જે મહામોહ તે રૂપી સેંકડો આવર્તયુકત, કામ ક્રોધ લોભ મોહ મદ મત્સહ અહંકાર મમકારાદિ ચિત્તવિકાર રૂપ મહા ગ્રાહ–ઝુડ–મઘર–ની અભિવૃદ્ધિ યુકત, નાના પ્રકારની આધિવ્યાધિરૂપ તિમિતિમિંગલ–શત યોજન લાંબા પહોળા મત્સ્યો–ના સમુદાયવાળા, ક્ષુધા પિપાસાદિરૂપ મહા કલ્લોલ–તરંગ–વાળા, તાપત્રયરૂપ મહાવડવાનળ જ્વાલામાળા પ્રયુકત, પોતાના પ્રિયજનના મરણ પ્રયુકત રૂદનના પ્રલાપરૂપ મહાધ્વનિથી

ગર્જિત, નિત્ય નિરંતર દુર્વાસના રૂપ શૈવાલથી સંયુક્ત, જન્મમરણ રૂપ પ્રવાહવાળા, અહંતા મમતારૂપ મહાસર્પોથી ભયંકર, અને વિષયોરૂપ વિષથી પરિપૂર્ણ, એવા મહાપ્રચંડ ક્લેશવાળા આ સંસાર સમુદ્રવિષે નિમજ્જય ઉન્મજ્જમાન્ છતાં ડૂબકાં ખાતો મહાત્રાસને અને ક્લેશને પામતો, આ નૌકાસમાન આપના ચરણકમલોમાં હું શરણ આવ્યો છું; આપવિના હવે મ્હારી અન્ય ગતિ નથી. મ્હને કૃપાર્દ્રષ્ટિથી દેખો, શિક્ષાકરો, અને સંસારસાગરથી તારી અહર્નિશને વાસ્તે આપના ચરણો વિષે સેવામાં રાખો. હે કૃપાસાગર પ્રભો ! હું આ સંસારસુમુદ્રથી મહાભીતિ પામું છું, આપ દયા કરીને મ્હને તેની પાર ઉતારો, એ મ્હારી પુનઃ પુનઃ વિનંતિ છે. હે પરમ કૃપાળુ ગુરો ! મ્હારા ગુણદોષનો આપ વિચાર ન કરતાં માત્ર શોકથી ખિન્ન થયેલા આ દીનને અતિ ઉચ્ચ કૃપાકટાક્ષરૂપી અમૃત પ્રવાહના તરંગો વડે દયા કરીને જુઓ; યદિ મ્હારા કોઇ એકાદ ગુણદોષને પણ આપ અવલોકન કરશો, તો પછી ત્હમો અપાર કૃપાસાગર છો એવી આપની શ્લાઘા શાની કરવી ? હે નાથ ! જો આપ ગુણદોષનો વિચાર કર્યા વિનાજ મ્હારા ઉપર શીઘ્ર દયા કરશો તો તેથી જેવો ત્હમારા આ દીનદાસ ઉપર દયાળુપણાના ગુણનો મ્હોટો યશ જગત્માં વિસ્તાર પામશે. તેવો શ્રીમાન્ના પર દયા કરવાથી શ્લાઘનીય યશ વિસ્તારને પામશે નહિ; કેમકે મેઘ જેમ મરૂ પ્રદેશમાં જેટલો વરસે, અને તેથી સજ્જનો તેને જેટલો વખાણે છે, તેટલો સમુદ્રના અપાર જળમાં તે સેંકડો વર્ષ પર્યન્ત યદિ વરસે, તો પણ સત્પુરૂષો તેની પ્રશંસા કરતા જ નથી. હે દયા સિન્ધો ! આપની વાણીનો સાર એજ ચંદ્ર સંબંધી અમૃતનો કોઈ એક સમુદ્ર છે; જેને વિષે ઉત્તમ સારસ પક્ષિઓના કે ઉત્તમ કમલોના પ્રવાહથી—સમુદાયથી—ભરાઇ ગએલું-વ્યાપ્ત થયેલું—નિરંતર ઉજ્જવલ જળ છે. હે દીનબંધો ! તે જળમાં ક્રીડા કરનારી મ્હારી બુદ્ધિ જે તે, સ્ફુરણા થઇ આવતાં, કામના પાંચ ( ઉન્માદન, તાપન, શોષણ, સ્તંભન, સંમોહન ) બાણાદિકોએ કરેલી વંચકતાથી—દગાઇથી-હણાયલા, અને તેથી નષ્ટપ્રાયઃ થઇ ગયેલા, તથા પોતાનું હિત જાણવામાં અસમર્થ એવા બ્રહ્મલોક પર્યન્તના આ સમસ્ત સંસારને જોતી—અવલોકતી—ભ્રમણ કરો. હે જગદીશ્વર ! આપના વચનોમાં શ્રદ્ધા હોવાથી તે શ્રદ્ધાવડે જેનો આત્માયુક્ત થયેલો છે, એવા અદ્વૈતબ્રહ્મના જિજ્ઞાસુ શ્રદ્ધાવાન્ પુરૂષની વૈરાગ્યરૂપી લક્ષ્મીનો નાશ કરવાને સૂર્યનું ધામ, કે ઇન્દ્રનું ભુવન, વા ઉત્તમ દેવાદિકના વૈભવો યા બ્રહ્માદિકનું ઉત્કૃષ્ટસ્થાન કે અન્ય કોઇપણ સમર્થ નથી; અર્થાત્ ઈન્દ્રસૂર્યાદિક દેવતાઓનાં ધામ કે વૈભવો પોતાની અત્યંત શોભાવડે ત્હમારી વાણીમાં શ્રદ્ધાવાળા આત્મજ્ઞ પુરૂષના વૈરાગ્યની શોભાને નાશ કરી શકતાં નથી. તાત્પર્ય કેઃ—આપના ઉપદેશથી સંપાદન થયેલો તીવ્રતરવૈરાગ્ય બ્રહ્માદિકના વૈભવથી પણ ચલાયમાન થતો નથી. હે વૈદ્યોમાં ઉત્તમ ! કિં બહુના !!! સમસ્ત બ્રહ્માંડો ઉપરના સુન્દર વિષની વેલીના ફલસમાન સ્ત્રી આદિ વિષયો કદાપિ પણ કિંચિન્માત્ર આશ્ચર્ય ઉત્પન્ન કરતા નથી; તેમજ અત્યન્ત શોભાયુક્ત રંભા—અપ્સરા—ના સ્થૂલ કઠિણ સ્તનની કોરના આલિંગનવડે ઉજ્જવલ એવું અને પુણ્યવડે સંપાદન કરેલું એવું ઇન્દ્રનું પદપણ કંઇ ગણનામાં હોતું નથી; જેથી તે અતિતુચ્છ ભાસે છે. વળી અતિસુશોભિત એવું બ્રહ્માનું પદપણ લેશ માત્ર આદરનો વિષય થતુંજ નથી. પરંતુ પુણ્યશાળી જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય ભગવાને જે કલ્યાણાત્મક નવીન ભાષ્યાદિ વચન કરેલાં છે; કે જે વચન વિરહાતુર ચકોર પક્ષિઓના ચંચુપટથી દલિત થયેલા પૂર્ણચંદ્રમાંથી નીકળેલા

અમૃતની ધારા જેવાં છે; તે હું આ સ્થલે ઇચ્છું છું. હે ભવભીતિ વિનાશક! આપનું ભજન સ્મરણુ સેવન આલોકમાં ને પરલોકમાં અતિસુખપ્રદ છે, અને તે પૂર્વે કરેલાં અનંત તપરૂપી કૃત્યોના પાકાફળ જેવાં છે; તથા સર્વ આધિવ્યાધિઉપાધિના તત્ત્વને ખેંચી લેનારાં છે, તેમ દીનપુરૂષને ધનાઢ્ય કરનાર છે; વળી જન્મમરણુ સંસારની સાથે તો અત્યંત વૈર કરનાર છે; માટે હે ગુરૂવર્ય્ય ! આપનું ભજન સ્મરણુ સેવનરૂપ કર્મ કરવામાં મારૂં મન નિરંતર આસકત થાઓ. હે સચ્ચિદાનંદસ્વરૂપ ! વૈદ્યોમાં શ્રેષ્ઠ વૈદ્ય ત્હમોજ છો; કેમકે વ્યવ-વહારિક-લૌકિક-વૈદ્યતો શારીરિક વ્યાધિની શાંતિ કરે છે, પરંતુ આપતો સંસારના બંધન રૂપ મહાવ્યાધિની અને ત્રિવિધતાપાદિક કલેશની પ્રશાંતિ કરનાર અલૌકિક વૈદ્ય છો; જેથી હે ભગવન્! અમારે નિત્ય નિરંતર સેવવા યોગ્ય આપજ છો. હે સ્વામિન્! આપની સન્મુખ દ્વિકરસંપૂટકરીને અભ્યર્થના કરવાવાળા આ દીન અજ્ઞ શિશુને સંન્યાસ દીક્ષા આપી જ્ઞાના-મૃતથી સિંચન કરો." આ પ્રમાણે વિનય નમ્રતાથી ભકિત પૂર્વક કોમલ વચનોથી પ્રાર્થના કરવાવાળા તે બ્રાહ્મણ પ્રત્યે મહાત્મા શ્રીસ્વામિજી મહારાજે કૃપાદૃષ્ટિથી શાંતિજનક અમૃતમય મધુરવચનો શ્રવણ કરાવીને અનુગ્રહ કર્યો; તથા વરદાન આપ્યું કે:-"ત્હને થોડા સમયમાં તીવ્રતરવૈરાગ્યવાન્ યોગનિષ્ઠ બ્રહ્મવેત્તા મહાત્મા ઉપદેષ્ટા મળશે, અને તે ત્હારી મનોવાંછિત કામના પૂર્ણ કરશે." આટલું કહી બ્રાહ્મણાદિ વર્ણોના કર્ત્તવ્ય કર્મનો ઉપદેશ કરવા લાગ્યા:-

હે દ્વિજ ! આ ભારતભૂમિમાં મનુષ્યજન્મ અતિ દુર્લભ છે. સ્વર્ગવાસી દેવતાગણો પણ 'कदा वयं च लप्स्यामो जन्म भारतभूतले ।' ( ભારતભૂમિવિષે અમો કયારે જન્મ પામીશું. ) ઇત્યાદિ વચનોદ્વારા ભારતભૂમિની તેઓ અભિલાષા જણાવે છે: કેમકે ભારતભૂમિમાં મનુષ્યદેહરૂપી નૌકા મહત્પુણ્યના પુંજના પ્રભાવથી ભગવાનના અનુગ્રહવડે સંપાદન કરાયછે, અને તે નૌકાદ્વારા મનષ્ય ભવાબ્ધિને તરી જાય છે; એટલા માટે દુર્લભ મનુષ્યશરીર પામીને જરૂર આત્મશ્રેયઃ પ્રાપ્ત કરવું ઉચિત છે. કહ્યું છે કે:—

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं—**
**प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।**
**मयानुकूलेन नभस्वतेरितं—**
**पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥**
**( श्रीमद्भागवत० )**

સર્વજાતિના દેહોમધ્યે અગ્રગણ્ય-મુખ્ય-અને મહત્પુણ્ય કર્મોના ફળરૂપ આ મનુષ્ય દેહરૂપી નૌકા કરોડો પ્રયત્ને ન મળે તેવી છતાં, અનાયાસે ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થઇ છે, તેમાં સદ્ગુરૂરૂપી વહાણવટી છે, ને તે વહાણ પોતાને અનુકૂળ જોઇએ તેવા વાયુથી પ્રેરાયલું છે, અર્થાત્ જેવી જોઇએ તેવી સાધન સામગ્રી ભગવત્કૃપાથી મળી છે, તેમછતાં જે મનુષ્ય સંસારસમુદ્રને તરતો નથી, તે પુરૂષ આત્મહત્યારો છે. તાત્પર્ય કે:-પોતાના અમર આત્માને જન્મમરણરૂપી સંસારના પ્રવાહના દુઃખમાં નાખી તે પોતે પોતાની મેળેજ પોતાનો ઘાત કરે છે.

**इतः कोन्वास्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति ।**
**दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ॥वि०चू०॥**

જે પ્રાણધારી જીવ આ દુર્લભ એવો મનુષ્ય દેહ, અને તેમાં પણ પરમપુરૂષાર્થ સ્વરૂપ મુક્તિના સાધનભૂત પુરૂષ શરીરને સંપાદન કરીને, પુનઃ સ્વાર્થમાં એટલે મુક્તિસંપ્રાપ્ત કરવામાં પ્રમાદ કરે છે, અર્થાત્ ગાફલ રહીને પશુના તુલ્ય વિષયો ભોગવે છે; તેનાથી અધિક મૂઢ બુદ્ધિવાળો કોણ છે? અર્થાત્ અન્ય કોઇજ નથી.

ઇત્યાદિ વચનોથી મનુષ દેહની ઉત્કૃષ્ટતા અને તેનો દુરૂપયોગ કરનારની દુર્ગતિ કથન કરી છે. વળી આવા માનુષ દેહોમાં પણ બ્રાહ્મણપણું અતિ દુર્લભ છે; કેમકેઃ—

**यत्सेवया चरणपद्मपवित्ररेणुं–**
**सद्यः क्षताखिलमलं प्रतिलब्धशीलम् ।**
**न श्रीर्विरक्तमपि मां विजहाति यस्याः ।**
**प्रेक्षालवार्थ इतरे नियमान्वहन्ति ॥**

**( श्रीभागवत० ॥ )**

જે લક્ષ્મીની લેશ કૃપાદષ્ટિમેળવવાને બ્રહ્માદિ અન્ય દેવતાઓ સર્વે વ્રત નિયમોને પાળે છે; તે લક્ષ્મી જે બ્રાહ્મણોની સેવાથી જેના ચરણ કમલની રજ-ધુળી-પાવન થયેલી છે, ને જેનાં સમસ્તપાપો તત્કાલ નાશ પામ્યાં છે, તથા જે સદાચારને પામ્યો છું, અને વળી આસકતરહિત છું, એવા મ્હને પણ ત્યજતી નથી.

**धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजो बलंबलम् ॥**

**( महा० आ० पर्व० विश्वामित्र० )**

ક્ષત્રિય બળને ધિક્કાર છેઃ સર્વ બળમાં બ્રહ્મતેજ બળવાન્-શ્રેષ્ટ-ગણાય છે.

**नन्वस्य ब्राह्मणा राजन् कृष्णस्य जगदात्मनः ॥**
**पुनन्तः पादरजसा त्रिलोकीं दैवतं महत् ॥**

નારદ કહે છેઃ હે ધર્મરાજા! ખરેખર આ બ્રહ્મણો પોતાના ચરણની રજવડે ત્રણે લોકને પાવન કરનારા છે, અને જગતના આત્મારૂપ આ શ્રીકૃષ્ણનું પરમ દૈવત છે.

**जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता ।**
**तस्माद्वैदिक धर्ममार्गपरता विद्वत्त्वमस्मात्परम् ॥**
**आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थिति–**
**र्मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥**

**( वि० चूडामणि० )**

જન્મમરણરૂપ ધારા પ્રવાહમાં પડેલા પ્રાણધારી જીવોને તિર્યગાદિ સુલભજન્મોની અપેક્ષાથી અનેક પુણ્યોવડે પ્રાપ્ત થવાને યોગ્ય એવો માનુષજન્મ દુર્લભ છે. કદાચ પુણ્ય-વશથી મનુષ્યદેહ પ્રાપ્ત થયો, તેમાં પણ '**न स्त्री स्वातंत्र्यमर्हति ।**' ઈત્યાદિ સ્મૃતિવાકયા-નુસાર સ્ત્રીનો દેહ પરાધીનતાવડે દુઃખયુકત હોવાથી સર્વથા કષ્ટમય છે અતઃ માનુષદેહથી

પણ પુરૂષનો દેહ દુર્લભ છે. તે પુરૂષના દેહથી પણ '**वेदाध्ययनाद्विप्रः**' (વેદાધ્યયનથી વિપ્રતા પ્રાપ્ત થાય છે.) આ વાક્યાનુસાર વેદોનું અર્થ સહિત અધ્યયન કરનાર બ્રાહ્મણ શરીર દુર્લભ છે. તે જીવન લુબ્ધ વિપ્રતાથી પણ વેદોક્ત ધર્મ માર્ગમાં તત્પર પણું દુર્લભ છે. વેદના તાત્પર્યથી અનભિજ્ઞ અને સકામ ધર્મમાર્ગનું અનુષ્ઠાન કરવાવાળા એ વિપ્રથી પણ ઉત્કૃષ્ટ વિદ્વત્વં અર્થાત્ વેદશાસ્ત્રના તાત્પર્યના જ્ઞાતાપણું દુર્લભ છે; કેમકે કર્મકાંડની પ્રવૃત્તિનું મનના શોધનદ્વારા બ્રહ્માત્મવિદ્યાના ઉદયવિષે તાત્પર્ય છે; યદિ કોઇ એથી ઉલટું સમજી પ્રવૃત્તિ કરે તો તેનું કર્માનુષ્ઠાન કુંજર સ્નાનવત્ થાય છે; એટલાજ માટે વેદના તાત્પર્યના જ્ઞાતાનું શ્રેષ્ઠપણું કહેલું છે. વેદતાત્પર્યવિત્થી પણ આત્મા અનાત્માનો વિવેક દુર્લભ છે. તેથી પણ સ્વસ્વરૂપનો અનુભવ, અર્થાત્ અપરોક્ષતાથી આત્માનો સાક્ષાત્કાર દુર્લભ છે. સ્વસ્વરૂપાનુભવથી પણ બ્રહ્માત્મ ભાવવડે સમ્યક્ સ્થિતિ, અર્થાત્ બ્રહ્મની સાથે અભેદ થઇને સમ્યક્ અવસ્થિતિ કરવારૂપ જે બ્રહ્મનિષ્ઠતા તે દુર્લભ છે. આવી મુક્તિ સેંકડો-અનંત-જન્મોવડે અસંખ્ય સમુપાર્જિત નિષ્કામ પુણ્યો વિના પ્રાપ્ત થતી નથી.

ઇત્યાદિ વચનોથી બ્રાહ્મણત્વની પ્રશંસા સંભળાવીને બ્રાહ્મણોના ધર્મ કહેવા લાગ્યાઃ-

**योगस्तपो दमो दानं सत्यं शौचं दया श्रुतं ।**
**विद्या विज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ॥वसि० ॥**

ચિત્તવૃત્તિનો નિરોધ, તપ, ઇન્દ્રિયોનો નિગ્રહ, દાન, સત્ય, બાહ્યાભ્યન્તર શુચિત્વ, દયા, વેદાધ્યયન, અધ્યાત્મવિદ્યાનું સંપાદન કરવું, આત્મજ્ઞાન, આસ્તિકપણું, આ સર્વે બ્રાહ્મણનાં લક્ષણ છે.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ मनु० ॥**

વેદાદિકનું અધ્યયન કરાવવું, અને કરવું; તથા યજ્ઞ કરવા, અને કરાવવા; તથા દાન આપવું, અને દાન ગ્રહણ કરવું; આ બ્રાહ્મણોના ધર્મ કલ્પેલા છે.

**सन्ध्यास्नानं जपो होमः देवतानां च पूजनं ।**
**आतिथ्यं वैश्वदेवश्च षट्कर्माणि दिने दिने ॥ पराश० ॥**

સ્નાન સન્ધ્યા, ગાયત્રીનો જપ, નિત્ય હોમ, પંચાયન દેવતાઓનું પૂજન, અતિથિનો સત્કાર કરવો, ને વૈશ્વદેવ કરવો, આ ૭ કર્મો બ્રાહ્મણોને પ્રતિદિન કરવાનાં છે.

**विप्रो वृक्षस्तस्य मूलं च सन्ध्या ।**
**वेदः शाखा धर्मकर्माभिपत्रं ॥**
**तस्मान्मूलं यत्नतो रक्षणीयं ।**
**छिन्ने मूले नैव शाखा न पत्रम् ॥**

દ્વિજશરીર રૂપી વૃક્ષ છે; તેનું મૂલ સન્ધ્યા છે; વેદ શાખા છે; વર્ણાશ્રમનાં ધર્મકર્મ પાંદડાં છે; સત્કીર્તિ અને અંતરશુદ્ધિરૂપી સુવાસિત ફુલો, ને સુખરૂપી પ્રસિદ્ધ ફળ છે:

તેથી પ્રયત્નથી પણ સંધ્યારૂપી મૂલ રક્ષણ કરવાને યોગ્ય છે; કારણ કે: મૂલ નષ્ટ થયે છતે શાખા, પત્ર, કે પુષ્પો વા ફલો એમાંનું કંઈપણ થવાનુંજ નથી.

**सन्ध्यामुपासते ये तु सततं शंसितव्रताः ।**
**विधूतपापास्ते यान्ति ब्रह्मलोकं सनातनम् ॥ अत्रि० ॥**

અતિ તીક્ષ્ણ વ્રત નિયમોવાળા જે દ્વિજો નિરંતર સન્ધ્યાનું ઉપાસન કરે છે, તેઓ નિષ્પાપ થયા છતા સનાતન બ્રહ્મલોકને પામે છે.

**श्रौतं चापि तथा स्मार्त्तं कर्मालम्ब्य वसेद्द्विजः ।**
**तद्विहिनः पतत्येव ह्यालम्बरहितान्धवत् ॥ पुराण० ॥**

શ્રૌતસ્માર્ત્તકર્મોનું અવલંબન કરીને દ્વિજ વસે; તે કર્મોના આલંબનરહિત દ્વિજ, જેમ આલંબનવિનાનો આંધળો ખાડા કાંટામાં વા અંધકૂપમાં પડે છે તેમ અધોગતિનેજ પામે છે.

**गायत्रीं न स्मरेद्यस्तु यो न सन्ध्यामुपासते ।**
**अन्तर्दुष्टो बहिः साधुः स भवेद्ब्राह्मणो बकः ॥ गरुडपुराण० ॥**

જે દ્વિજ સંધ્યાનું ઉપાસન કરતો નથી, ને ગાયત્રીનો જપ કરતો નથી, તે બ્રાહ્મણ અંતરથી દુષ્ટ અને બહારથી સારાં આચરણવાળો છતાં પણ અંતે બગલો થાય છે.

**एकाहं जपहीनस्तु सन्ध्याहीनो दिनत्रयं**
**द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः ॥ धर्मशास्त्रे० ॥**

દ્વિજ એક દિવસ ગાયત્રી જપવિના, ને ત્રણ દિવસ સંધ્યા કર્યા વિના, અને બાર દિવસ અગ્નિકાર્ય–વૈશ્વદેવાદિ કર્મ–કર્યા સિવાય રહે તો તે નિશ્ચય શૂદ્ર સમાનજ છે.

**अहरहः सन्ध्यामुपासीत ॥ श्रुति० ॥**

દિન દિન પ્રત્યે દ્વિજ સંધ્યાનું ઉપાસન કરે.

**अस्नाताशी मलं भुङ्क्ते अजपी पूयशोणितं ।**
**असंस्कृतान्नभुङ् मूत्रं बालादेः प्रथमं शकृत् ॥**

**( विष्णुपुराण० )**

સ્નાન કર્યા સિવાય જમનારો મલ–વિષ્ટા–ભક્ષણ કરે છે. ગાયત્રી આદિનો જપ નહિ કરનાર પરૂ લોહીનું પાન કરે છે. અન્નને વેણી જોઇ સાફ કર્યા વિના રસોઇ કરી જમનાર તથા વૈશ્વદેવ અતિથિ બ્રહ્માર્પણાદિ કર્યા વિના જમનાર માત્ર મૂત્ર પાન કરે છે; તથા બાળક માતા પિતા આદિ પોષ્યવર્ગાદિકથી પહેલાં ભોજન કરનાર નરક ખાય છે.

**गायत्री वेदजननी गायत्री ब्राह्मणः प्रसूः ।**
**गातारं त्रायते यस्माद्गायत्री तेन गीयते ॥ स्मृति० ॥**

ગાયત્રી વેદમાતા છે; ગાયત્રી બ્રાહ્મણની જનની છે; અર્થાત્ બ્રાહ્મણને બ્રહ્મતેજ આપનારી છે. જેથી તેનું ગાન એટલે જપ કરનારનું તે રક્ષણ કરે છે, તેથી ગાયત્રી કહેવાય છે.

**सर्वेषामेव वेदानां गुह्योपनिषदां तथा ।**
**सारभूता तु गायत्री निर्गता ब्रह्मणोमुखात् ॥**
( छान्दोग्यपरिशिष्ट० )

સર્વ વેદોના અને સૂક્ષ્માત્મબોધક ઉપનિષદોના ગુપ્ત સારભૂતજ ગાયત્રી છે; કારણ કે તે પરમાત્માના મુખથી ઉદય થયેલી છે.

**वेदाः साङ्गास्तु चत्वारोऽधीताः सर्वेऽथ वाङ्मयाः ।**
**गायत्रीं यो न जानाति वृथा तस्य परिश्रमः ॥ याज्ञवल्क्य० ॥**

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ, ને જ્યોતિષ, આ ૭ અંગો સહિત ચારે વેદ અધ્યયન કર્યા હોય, તથા સર્વ વાણીમય દર્શન શાસ્ત્રાદિકનો પાઠક હોય; તથાપિ જો એ ગાયત્રીને જાણતો નથી, તો તેનો સર્વ પરિશ્રમ વૃથાજ છે. અર્થાત્ ગાયત્રીના માહાત્મ્યને જાણતો નથી, તેમ તેનું ઉપાસન પણ કરતો નથી, તો પછી તેને વેદ શાસ્ત્રાદિકનું અધ્યયન ભારરૂપજ થાય છે, એટલે શ્રેયઃફળ મળતુંજ નથી.

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्म कर्म स्वभावजम् ॥**
( श्री भ०गी० )

ચિત્તનો નિગ્રહ, ઇન્દ્રિયોનો નિગ્રહ, તપ, અંતર બાહર શુદ્ધિ, અર્થાત્ અનૃતના અને પરાન્નના પરિત્યાગવડે જિહ્વાની શુદ્ધિ, પ્રતિગ્રહના ત્યાગવડે અને સત્કર્મમાં સદુપયોગ કરવાવડે હાથની શુદ્ધિ, વિહિત બ્રહ્મચર્યવડે કચ્છ શુદ્ધિ, રાગ દ્વેષાદિ દોષના પરિત્યાગવડે મનઃશુદ્ધિ, વિહિત આચરણવડે ક્રિયાશુદ્ધિ, જળમૃતિકાવડે શારીરિકશુદ્ધિ, ઇત્યાદિરીતે અંતર બહાર અને પવિત્રપણું; ક્ષમા આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકપણું, આ બ્રાહ્મણોનાં સ્વાભાવિક કર્મ છે; અર્થાત્ બ્રાહ્મણોને નિરંતર અનુષ્ઠાન કરવાને–સેવવાને–યોગ્ય કર્મો છે.

ઇત્યાદિ અનેક શાસ્ત્રીય વચનોથી તથા નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કરી પ્રસંગવશાત્ અન્ય વર્ણના પણ ધર્મ કહ્યા કેઃ—

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥**
**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥**
( श्रीभगवद्गीता० )

પરાક્રમ, પ્રભાવ, ધૈર્યતા, નિપુણતા, યુદ્ધમાં પ્રાણાન્તે પણ પલાયમાન નહિ થવું તે, દાન આપવું તે, પ્રજાનું પરિપાલન કરવું તે, ઇત્યાદિ ક્ષત્રિયનાં સ્વભાવસિદ્ધ કર્મ છે.

ખેતી કરવી, ગાયોઆદિ પશુનું પાલન કરવું, ખરીદવું, વેચવું આદિ વ્યાપાર કરવો, આ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિકની સેવા કરવી, એજ માત્ર શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે.

ઇત્યાદિ અનેક વાકયોથી અન્ય વર્ણોના પણ ધર્મો શ્રીમહારાજે કથન કર્યા હતા

શ્રીસ્વામિજી મહારાજના વરદાનાનુસાર સ્વલ્પસમયમાં તે બ્રાહ્મણે યથા યોગ્ય વિધિપૂર્વક ચતુર્થાશ્રમનો-સંન્યાસાશ્રમનો-અલભ્યલાભ સંપાદન કરીને પરમગુરૂવર્ય શ્રીસ્વામિજી મહારાજના પવિત્ર ચરણકમલોમાં પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી સવિનયથી વેદાન્તના ભાષાગ્રંથ અવલોકન કરવાની પ્રાર્થના કરી. ત્યારે જેમ શ્રીશંકરાચાર્ય ભગવાને હસ્તામલક નામા શિષ્યના મસ્તકપર સ્વહસ્ત સ્થાપિત કરી અનુગ્રહ કર્યો હતો, તેમ આપણા ગુરૂવર્ય મહારાજશ્રીએ પણ અત્યંત કૃપાલુતાથી તે બ્રાહ્મણના મસ્તકપર પોતાનો દક્ષિણહાથ સ્થાપિત કરી અતિહિતકારી પ્રિયવચનોથી કહેવાલાગ્યાઃ-"સોમ્ય! તું ઉત્તમ બ્રાહ્મણ કુલોત્પન્ન છે; ત્હારી યુવાવસ્થા છે, તેમ ત્હારી બુદ્ધિ તીક્ષ્ણ જણાય છે. જેથી વ્યાકરણ ન્યાય વેદાન્તાદિ શાસ્ત્રો અધ્યયન કરવાનો ત્હારો સમય છે. તું વ્યાકરણાદિ સાધન ગ્રન્થોનું અધ્યયન કરી યદિ ઉત્કટ ઇચ્છા હોય તો વેદાન્ત શાસ્ત્રનું અધ્યયન કરવાને અર્થે સુખેથી મ્હારી પાસે આવજે; હું ત્હને વેદાન્તગ્રન્થોનુ અધ્યયન કરાવીશ." આમ કહી શ્રી સ્વામિજી મહારાજે શ્રીકાશી નિવાસી પોતાના પરમમિત્ર (ભાવનગરમાં શ્રીગુરૂસ્વામિજીની સમીપમાં સાથે સાથે અધ્યયન કરનાર) શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિજી શ્રીકેશવાનન્દજી મહારાજ ઉપર એક ભલામણ પત્ર લખીઆપી શ્રીવિશ્વનાથ નગરીમાં આ નવીનયતિને જવા આજ્ઞા આપી. અદ્યાપિસુધી આ નૂતન યતિનું નામ આપણે પ્રસિદ્ધ જાણ્યું નથી જેથી જાણવાની ઉત્કંઠા થવાથી પ્રકટ કરવામાં આવે છે કે તેમનું નામાભિધાન સ્વામી ચિદાનન્દજી હતું. આ વખતે શ્રીસ્વામિજી મહારાજની પાસે સેવામાં સાધુ રાઘવપ્રસાદજી હતા, કે જેઓ હાલ શેરખીમાં શ્રીરવિભાંણમહારાજની ગાદિના અધિપતિ-મહંત-તરીકે ઓળખાય છે.

શ્રીવિશ્વનાથ નગરીમાં વિદ્યાભ્યાસ કરી આવવાની શ્રીસ્વામિજી મહારાજે આજ્ઞા કરેલી, તે પ્રમાણે પાંચ છ વર્ષ શ્રીકાશીજીમાં નિવાસ કરી અત્યારે સ્વામી ચિદાનન્દજી અધ્યયન કરી પાછા વળેલા હતા: તેમણે શ્રીસ્વામિજી મહારાજના ચરણારવિન્દમાં પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી શ્રદ્ધા ભક્તિપૂર્વક અતિ નમ્રતાથી સંપ્રાર્થના કરી કે:—

**यत्पादपद्मरजसा बहवो जना वै-**
**प्राप्ताः परं पदमिहैव सुखेन पूताः ।**
**वेदान्तपद्मरविमंडियमुदारसत्वम्-**
**श्रीसद्गुरुं प्रणतपालमहं नतोऽस्मि ॥**

જેમના ચરણારવિન્દની રજવડે પવિત્ર થયેલા અનેક ભક્તજનો સ્વલ્પ પરિશ્રમથકી સુખપૂર્વક આ જન્મમાંજ પરંપદને-મોક્ષને-પ્રાપ્ત થયા છે; એવા વેદાન્તરૂપ કમલને પ્રફુલ્લ કરનાર સૂર્યરૂપ, અને જ્ઞાનોપદેશ કરવામાં ઉદાર અન્તઃકરણવાળા, સ્તુતિ કરવાને યોગ્ય, તથા પ્રણામ કરનારાઓના પ્રતિપાલક, આપશ્રી સદ્દગુરૂનાથને હું નમસ્કાર કરૂં છું.

**भक्तौ मनो यत्कृपया शिवस्य-**
**स्यूतं तु मे वैदिक धर्मवाटे ।**

संसारपाथोनिधिपारं वै-

श्रीजानकीदासं नतोऽस्मि ॥

જેમની કરૂણાવડે કલ્યાણસ્વરૂપ મહેશ્વરની ભક્તિ વિષે તથા સનાતન વૈદિક ધર્મના માર્ગમાં મ્હારૂં મન સદા લીન થયું છે, એવા, સંસારજળનિધિથી—ભવસાગરથી—નિશ્ચય પાર પમાડનાર આપ શ્રીજાનકીદાસજી સદ્ગુરૂને હું નમન કરૂં છું.

ઇત્યાદિ પદ્યાત્મક વાક્યોથી સ્તવન નમસ્કાર કરતા છતા સ્વામી ચિદાનન્દે વેદાન્ત અધ્યયન કરવાની જિજ્ઞાસા બતાવી અભ્યર્થના કરી. શ્રીસ્વામિજી મહારાજે પણ સ્વપ્રતિજ્ઞા વચનને સ્મરણમાં લાવી ચિદાનન્દને પોતાની સેવામાં બહુકાલ પર્યન્ત નિવાસ કરાવ્યો; તથા ભાદરણ, પેટલાદ, નડીઆદ, કપડવણજ, પાંદરા, વગેરે ગામોમાં સાથે સાથે ચાતુર્માસો કરાવી ક્રમથી પંચદશીથી આરંભી સૂત્રભાષ્યાદિ પર્યન્તના સર્વ વેદાન્તના ગ્રન્થોનું અધ્યયન કરાવ્યું; તથા આત્મચિંતન—સ્વાત્મતત્ત્વાનુસંધાન—કરવાનો અભ્યાસ કરાવ્યો; જેથી નવીન યતિ ચિદાનંદજી કૃતાર્થ થઇ સચ્ચિદાનન્દસ્વરૂપમાં નિમગ્ન થયા છતા સ્તવન કરવા લાગ્યાઃ—

महास्वप्ने मायाकृतजनिजरामृत्यु गहने ।
भ्रमन्तं क्लिश्यन्तं बहुलतरतापैः प्रतिदिनम् ॥
अहङ्कारव्याघ्रव्यथितमिममत्यन्तकृपया ।
प्रबोध्य प्रस्वापात्परमवितवान्मामसि गुरो ॥

હે સદ્ગુરો! માયારચિત જન્મજરામૃત્યુના ગહ્વરવન વિષે અજ્ઞાનિઓએ નામ માત્ર કલ્પેલી જાગ્રત્ નામવાળી, પરંતુ વાસ્તવથી મહાદીર્ઘ સ્વપ્નાવસ્થામાં ભ્રમણ કરનાર, અને પ્રતિદિન—અહર્નિશ—આધ્યાત્મિકાદિ વિવિધ દુઃખોવડે ક્લેશ પામતા, તથા જન્મજરાદિવૃક્ષોવાળા મહાસ્વાપ્નિક વનમાં અહંકારાદિરૂપ વ્યાઘ્રોવડે પીડિત એવા, આ પ્રત્યક્ષતાવડે સન્મુખ અવસ્થિત થયેલા—અર્થાત્ આપશ્રીના ચરણકમલોના શરણનું અવલમ્બન કરેલા મ્હને કેવળ અત્યંત કરૂણાવડે મહામોહમયી દીર્ઘનિદ્રાથી જાગ્રત્ કરીને, નિરતિશય રક્ષણ કરનાર આપશ્રી થયા છો તાત્પર્ય કેઃ-આપ શ્રીગુરૂપરમાત્માએ કૃપાદૃષ્ટિવડે સંસારદાવાનલથી મ્હારૂં અનન્ત રક્ષણ કર્યું છે; તેજ આ આપશ્રીનો મ્હારા ઉપર મહાન્ ઉપકાર છે.

अहो नु भगवन्नूनं ममाज्ञानमलक्षयः ।
त्वत्प्रसादात्प्रबुद्धोऽस्मि सूर्यसङ्गादिवाम्बुजम् ॥
भ्रान्तिरस्तं गता नूनं मिहिका शरदीव मे ।
संशान्ताखिल सन्देहश्चरणेषु नतोऽस्मि ते ॥

અહો આશ્ચર્ય!!! હે ભગવન્! મ્હારો અજ્ઞાનરૂપ મલ નિશ્ચય પૂર્ણરીતે ક્ષય પામ્યો છે. જેમ સૂર્યના સંગથી કમલ પ્રફુલ્લ થાય છે—ખીલે છે, તેમ આપશ્રીના કૃપાપ્રસાદથી હું પ્રબુદ્ધ થયોછું. જેમ શરદ્ ઋતુવિષે હિમ નિવર્ત્ત થાય છે, તેમ મ્હારી ભ્રાન્તિ નિશ્ચય અસ્ત પામી છે; હવે મ્હારા સમસ્ત સંદેહ સમ્યક્ શાંત થઇ ગયા છે; હું આપના ચરણોમાં વારંવાર સાષ્ટાંગદંડવત્પ્રણામ કરૂં છું.

**धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।**
**चिदानन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥**

હે પ્રભો ! આપના અનુગ્રહથી હું નિષ્કામ પુણ્યવાન્ છું, અને સંસાર દુઃખના કારણભૂત ગ્રાહથી હું અત્યન્ત મુક્ત છું, જેથી હું કૃતાર્થ પણ છું; અર્થાત્ સંપાદનીય આત્મજ્ઞાનને આપની કૃપાથી મેં સંપાદન કર્યું પણ છે; તથા આપનીજ કૃપાથી હું જ્ઞાનસ્વરૂપ અને આનન્દસ્વરૂપ છું; તેમ હું પરિપૂર્ણ તૃપ્ત છું.

**ब्रह्मात्मतन्मयि भाति विश्वं ।**
**श्रीसद्गुराड्ये भवतां प्रसादात् ॥**
**क्लेशादिदस्यो स्वसुखाब्धिदात-**
**स्ते पादपद्मं प्रणतोऽस्मि नित्यम् ॥**

હે શ્રીસદ્‌ગુરો ! આપાના કૃપાપ્રસાદથી ' હું બ્રહ્મસ્વરૂપ છું ' એવો મ્હને અપરોક્ષ અનુભવ થયો છે, અને તેથી આ નામ રૂપાત્મક ક્રિયાવાળું વિકારી જગત્ મ્હારા વિષે વિવર્ત્તરૂપે ભાસે છે; મ્હારાથી ભિન્ન આ દશ્યમાન્ જગત્ ત્રણકાલમાં છે જ નહિ. હે આધ્યાત્મિકાદિત્રિવિધદુઃખયુક્ત સંસારના જન્મજરામરણાદિ ક્લેશાદિના શત્રુ ! હે આત્મસુખરૂપ સમુદ્રના દાતા ! ત્હમારા યુગલ ચરણકમલોને હું નિત્ય નિરંતર પ્રણામ કરૂં છું.

ઈત્યાદિ સ્વાત્માનુભવ અને ભક્તિમિશ્રિતવાક્યોથી આર્દ્રહૃદયપૂર્વક સ્તુતિ કરતા છતા શ્રીસ્વામિજી મહારાજની સેવામાં ઘણા વર્ષસુધી તે ચિદાનન્દજી નિવાસ કરવા લાગ્યા. આ સર્વ આપણા ગુરૂવર્ય શ્રીસ્વામિજી મહારાજના અનુગ્રહનુંજ પરિણામ ! ! !

શ્રીસ્વામિજી જાનકીદાસજી મહારાજ, સ્વામી ચિદાનન્દજીને સાથે લેઈને નડીઆદથી ઉમરેઠ શ્રીસંતરામમહારાજના મંદિરમાં પધાર્યા; ત્યાં શ્રીસંતરામમહારાજની ગાદીના મહંતશ્રી મગનીરામજી મહારાજનો તથા સાધુ ચેતનદાસજી મહારાજ ( હાલના ઉમરેઠની શ્રીસંતરામ મહારાજની ગાદીના મહંતશ્રી )નો સમાગમ થયો. ત્યાંથી શ્રીરણછોડજી મહારાજની નગરીમાં ( ડાકોરમાં ) પધાર્યા. અહીં શ્રીલાલદાસજી મહારાજનો તથા પરમ વૈષ્ણવ હરિદાસજી મહારાજનો સમાગમ થયો. આટલો આટલો પ્રવાસ કરવામાં પણ મહારાજ અહિંસા નિયમનો લેશમાત્ર પણ ત્યાગ કરતા નહોતા. બળધગાડીમાં કે રેલગાડીમાં વા ઘોડા આદિ કોઈપણ વાહનપર મહારાજ બેસતા નથી. પગે ચાલીનેજ બધી મુસાફરી કરતા. મોટી વયે-વૃદ્ધવયે-જ્યારે મહારાજનું શરીર અશક્ત-શીથીલ-થયું, ત્યારેપણ ઘણાવખતસુધી લોકોનો આગ્રહ હોવા છતાં પણ મહારાજે તેમના અહિંસાવ્રતને જરાપણ ઢીલો કર્યો નહિ. મહારાજશ્રી તથા ચિદાનંદજી હવે ભાદરણ, બોરસદ, પેટલાદ, નડીઆદ, કપડવણજ, પાદરા, શેરખી વગેરે સ્થલોવિષે ગયા. ત્યાં સાથમાં પરમપૂજ્ય સ્વામિજી શ્રીજગતપુરીજી મહારાજ તથા સંત હીરાપુરીજી અને મહાત્મા આનંદપુરીજી પણ હતા. મહારાજશ્રી કથા કરતા. પાદરા વગેરે કેટલેકસ્થળે ચિદાનંદજી પાસે વર્ણાશ્રમના ધર્મ સંબંધી વ્યાખ્યાન પણ કરાવ્યાં હતાં. મહારાજશ્રીની ચિદાનંદજી ઉપર કૃપા ઘણીજ હતી ઘણો વખત તેમને સાથે રાખેલા; ઘણા કાર્યોમાં તેમને પ્રેરેલા. જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે, અને ખાસ કરીને માંદગીના પ્રસંગે સ્વામીચિદાનંદજીને પોતાની સાથેજ સેવામાં રાખતા. સ્વામિજીની સાથે તેમનો પત્ર વ્યવહાર પણ હતો.

વિદ્યાપાત્ર શિષ્ય અને વિદ્યાગુરૂ વચ્ચેનો સંબંધ, આ બન્નેની વચ્ચે ઘણોજ ઉત્તમ હતો. ગુરૂશિષ્ય વચ્ચેના ઉત્તમ સંબંધનું અને ગુરૂમહારાજની અત્યુત્તમ કૃપાનું દિગ્દર્શન કરાવવું ઉચિત સમજી શ્રીસ્વામિજી મહારાજે શિષ્ય ઉપર પ્રેરેલા અનુગ્રહ પત્રોની થોડીક નોંધ લેઉંછું.

સને ૧૯૧૭ ના નવેમ્બર માસની આખરમાં શ્રીસ્વામિજી મહારાજને પેટલાદમાં કફ જ્વરાદિકનો ઉપદ્રવ શરૂ થતાં શરીર અત્યંત અશક્ત થઇ પાદાદિ અવયવોપર સોજા આવ્યા; ત્યારે ચિદાનંદજી રજપૂતાનામાં કોટાસ્ટેટના એકાઉન્ટન્ટ જનરલ બાબૂ ચૂનીલાલજીને ત્યાં હતા ત્યાં શ્રીસ્વામિજીમહારાજે તાર અને પત્ર ઉપરા ઉપરી મોકલી તેમને સેવામાં બોલાવ્યા હતા આ સમયે સ્વામિજી શ્રીજગતપુરીજી મહારાજ તથા સંત હીરાપુરીજી તથા મહાત્મા આનન્દપુરીજી અને નારના રામાનંદી સાધુ રામદાસજી વગેરે સ્વામિજીશ્રીની સેવામાં હાજર હતા.

સ્વામિજી શ્રીજાનકીદાસજી મહારાજે સ્વામિજી ચિદાનંદજીને બોલાવવા કરાવેલો તારઃ-

28—12—17

Swamiji Chidanandji.
C/o Shukla Chunilal Tribhovandas.
Account General.
Kotah.
Come Soon Jankidasji Sick.
Naranbhai Keshavlal. Petlad.

સ્વામિજી શ્રીજાનકીદાસજી મહારાજે સ્વામીશ્રી ચિદાનંદજી ઉપર લખાવેલો પત્રઃ-*

**THE PETLAD TURKEY RED DYE WORKS.**

***Parikh Naranbhai Keshavlal.***

**धी पेटलाद टरकी रेड डाय वर्कस.**

**परीख. नारणभाइ केशवलाल.**

**पेटलाद, ता. २८-१२-१९१७**

**પુજ્ય સ્વામી શ્રીચિદાનંદજી મહારાજ, મુ. કોટા.**

પૂજ્ય સ્વામીશ્રી જાનકીદાસજી મહારાજની તબીયત હાલ ઘણી બીમાર છે. તેથી તેઓશ્રી આપને અત્રે બોલાવે છે. આજરોજ આપને તાર કર્યો છે કે સ્વામીશ્રીની તબીયત નરમ છે માટે આપ અત્રે તરત આવો. અમોએ પરમ દિવસે પાદરા કાગળ લખ્યો હતો. ત્યાંથી નાથાભાઇનો કાગળ આવવાથી આજરોજ આપને કોટા કાગળ લખ્યો છે. તાર અમારો મળ્યો હશે. ના મળ્યો હોય તો આ કાગળ વાંચી તરત આ તરફ આવશો. સ્વામીશ્રીની ઇચ્છા છે તેથી આપ આ તરફ અત્રે તરત આવશો. કામકાજ લખશો.

દા. ચંદુલાલના
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશો.

---

*શ્રીસ્વામિજી મહારાજે સ્વામીશ્રી ચિદાનંદજી ઉપર તથા અન્ય ભક્તજનોના ઉપર મોકલેલા પત્રો અને તેના પ્રત્યુત્તરો વગેરેનો, તથા શ્રીમહારાજે જ્યાં જ્યાં પંડિત, મહાત્મા, કવિઓ સાથે જ્ઞાનગોષ્ટી, શાસ્ત્ર વિનોદ કરેલો છે તેનો મ્હોટો સંગ્રહ કેટલેક અંશે થયો છે ને થશે, તે પ્રભુઇચ્છાએ શ્રીસ્વામિજી મહારાજના વિસ્તૃત જીવનચરિત્રમાં લખવા અભિલાષા છે.

આપણા ગુરૂવર્ય્ય મહારાજશ્રીની આ બધી અત્યુત્તમ કૃપાને લેઇનેજ તેઓશ્રીની અંતિમ ઉત્તરક્રિયા–ષોડશી–ચરણપાદુકાસ્થાપન ઈત્યાદિ ક્રિયા પણ સ્વામિજી શ્રીચિદાનંદજીને હાથેજ નડીઆદમાં શ્રીસંતરામમહારાજના મંદિરમાં સમાધિસ્થાન ઉપર થઇ. હી હી આશ્ચર્ય !!! મહત્પુરૂષોનો પ્રભાવ અને તેઓનો અનુગ્રહ અવર્ણનીયજ હોય છે. અહો ! પાત્રીભૂત શિષ્યપર શ્રીસ્વામિજીમહારાજનો કેટલો ભારે અનુગ્રહ ! અને તે ગુરૂશિષ્ય વચ્ચે કેવો ઉત્તમ સમ્બંધ !! તે પાઠકગણો પોતાના શ્રેયને વાસ્તે જરૂર લક્ષ્યમાં લેશેજ !!!

શેરખીની શ્રીરવિભાણ મહારાજના સંપ્રદાયની ગાદીના વર્તમાનકાલીય મહંત શ્રીરાઘવ-પ્રસાદજી મહારાજ પોતાની કુમારઅવસ્થામાં શ્રીસ્વામિજીમહારાજની સંન્નિધિમાં વિદ્યાભ્યાસ કરવા રહેલા હતા. તેઓએ યથાવિધિપ્રમાણે શ્રીગુરૂસેવાકરી શાસ્ત્રોનું અધ્યયન કેટલાક સમય સુધી કર્યું; પશ્ચાત્ તેઓના ગુરૂમહારાજ મહંત શ્રીરાધિકાદાસજી મહારાજની શારીરિક પ્રકૃતિ શીથીલ થવાથી તેઓ શ્રીસ્વામિજીમહારાજની સેવામાંથી આજ્ઞા લેઈ પોતાના ગુરૂસ્થાનમાં ગયા. તેઓ તેમના ગુરૂજીમહારાજની મુક્તાવસ્થાબાદ શ્રીરવિભાણ મહારાજની ગાદીના અધિપતિ થઈ વર્તમાનકાલમાં લુહાણા–ભાટિયા–કોમના પ્રશંસનીય ઉપદેષ્ટા–આચાર્ય–થયા છે. અહો ! આ સર્વમહત્તા શ્રીમહારાજની હાર્દકૃપાનુંજ પરિણામ !!! આવીજ રીતે શ્રીમહા-રાજના ચરણકમલોમાં રહી કેટલાક સંત, સાધુ, મહાત્મા, બ્રાહ્મણો, વિદ્યા સંપાદન કરી ઉન્નત્તિને શિખરે પહોંચેલા છે, તેઓનું યથાવત્ વિવેચન પ્રભુ અવસર આપશે તો શ્રીગુરૂ-પરમાત્માની કૃપાથી શ્રીસ્વામિજીમહારાજના વિસ્તૃતજીવનચરિત્રમાં લખવા ઉત્સાહ રાખું છું.

સંવત્ ૧૯૫૯ની સાલમાં સ્વામિજી શ્રીજગત્પુરીમહારાજને તથા શ્રીસંતરામમહારાજના સાધુ જુગતરામજીને લેઇને શ્રીસ્વામિજીમહારાજ શેરખીથી આંકલાવ ગોપીશ્વર તલાવપર શ્રીરણછોડજીના મંદિરમાં પધાર્યા, તે સમયે ગામવાસી વેદાન્તાભિલાષી મંડળીએ મહારાજ-શ્રીની એટલી તો પ્રેમથી સેવા ઉઠાવી હતી કે તે અદ્યાપિપર્યન્ત અતિ સ્મરણીય છે. શ્રી સ્વામિજીમહારાજે પણ વર્ણાશ્રમના ધર્મકર્મોપર તથા સત્સંગ માહાત્મ્ય અને વેદાન્તવિષય ઉપર કેટલાક દિવસો સુધી એવું તો વિવેચન કર્યું કે સર્વે શ્રોતાગણોના હૃદયમાં તેની સચોટ છાપપડી હતી; જેથી તેઓ સર્વે સ્વાત્મનિષ્ઠતા સંપાદન કરી કૃતકૃત્ય થયા છે. વળી સંવત્ ૧૯૬૫ની સાલમાં શ્રીમહારાજ ભાદરણથી આંકલાવ પટલ નાથાભાઈ સુણાવાના બંગલામાં (ખેતરમાં) વિરાજમાન થયા તે સમયે બ્રહ્મનિષ્ઠ પુરાણી મહાશંકરભાઇએ બ્રહ્મસૂત્રનાં અને શ્રીમદ્ ભાગવતનાં તથા વિવેકચૂડામણિનાં વચનો વિષે સ્થૂલદૃષ્ટિથી જણાતો વિરોધ પ્રદર્શિત કરી શ્રીસ્વામિજી મહારાજ પાસે તેનો સમન્વય કરાવ્યો હતો; તે સમયે અધિકારી શ્રોતાઓને તો એટલો હર્ષાનંદ થયો હતો કે તેનું વર્ણન અનિર્વચનીયજ છે. મધુર હિતકારી માપવાળાં અને સત્યવચનોથી તથા યુક્તિપ્રયુક્તિથી શ્રોતાગણોને જેમ હૃદયમાં ઠસે તેમ સરલતાથી સમજાવવાના મહારાજશ્રીના અલૌકિક પ્રભાવથી યોગ્ય શ્રોતાઓ પોતાની સ્વાત્મ-નિષ્ઠતાને દૃઢ કરી કૃતાર્થતા માનવા લાગ્યા. ફરીથી શ્રીસ્વામિજી મહારાજ તથા સંત હીરાપુરીજી બન્ને સંવત્ ૧૯૬૭ની સાલમાં આંકલાવ સુણાવાને બંગલે બિરાજ્યા, તે સમયે સ્વામિજી ચિદાનંદજીને વડોદરેથી બોલાવવામાં આવ્યા હતા. મહારાજશ્રીએ કેટલાક દિવસ વેદાન્ત શ્રવણ કરાવી દુર્વ્યસનોનો પરિત્યાગ કરાવી લોકોને અતિ ઉપકાર કર્યો હતો.

પછી ત્રણે મહાત્માઓ ગામ પાદરા ઠક્કર નાથાભાઈ આશારામની ધર્મશાળામાં ચાતુર્માસ કરવા ગયા હતા.*

ઇન્દ્રિયનિગ્રહી મહારાજનામાં સંયમ ઘણો હતો. આટલા બધા પ્રદેશોમાં વિચર્યા, આટલા શિષ્યોમાં ભળ્યા છતાં પોતાના આયુષ્યનું, કુળનું, જાતિનું, કે પૂર્વાશ્રમનું કાંઇપણ વૃતાંત કોઇને કહેલુંજ નહિ. વિશેષ વ્યવહારની વાર્તાપણ કોઇ સાથે કરેલી નહિ. શ્રીસ્વામિજી મહારાજ વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શાંતિ, તિતિક્ષા, બ્રહ્મચર્ય, અહિંસાદિ સમસ્ત દૈવીગુણોની સાક્ષાત્ અદ્વિતીય મૂર્તિજ હતા. મહારાજશ્રીનો દેખાવ પણ તેટલોજ પ્રભાવવાળો દેહકર્મી હતો. તેમનું તેજ પણ તેવુંજ શુદ્ધ–અપ્રતિહત–બળવાળું કાંતિ આકર્ષક, સંયમ અજાયબી પમાડે એવો, પોતે મિતાહારી અને નિયમાવલંબી હતા. યોગ તપશ્ચર્યા બ્રહ્મવિદ્યા-સેવન એજ એમનાં નિત્ય કર્મ હતાં. ખોરાક તદન સાત્વિક, બોલવું મધુર અને સંસ્કારવાળું, તેમ નિદ્રાપણ તેટલીજ સ્વલ્પ હતી. મહારાજશ્રીના ઉપદેશ સામાન્યધર્મ પરજ થતા. વેદાન્ત કેસરી શ્રીશાંકરમતના સિદ્ધાંતોજ પોતે માનતા; અને શિખવતા. દર્શનાર્થે આવનાર ભક્તોને તે જે ઉપદેશ આપતા તે સચોટ નિવડતો. કોઈ બાળકનું પણ અપમાન કે તિરસ્કાર કરતા નહિ. ઉપદેશ કરતાં પોતાના આચરણથીજ સૌને ગુરૂભાવ ઉપદેશ સમજાવતા. મહારાજની સ્મૃતિ પણ તીવ્ર છેવટ સુધી હતી. એકવાર માણસને જોયો કે પછી તેનો ફરીથી પરિચય કરાવવાની જરૂર રહેતી નહિ. એક ભક્ત બાળક પણ જાય તો તેની પાસેથી તેસ્થળના બધા ભક્તોની કુશળતા મહારાજ પૂછી લેતા. મહારાજનો બાળકો પ્રત્યે, સ્ત્રીઓ પ્રત્યે, વિધવાપ્રત્યે, અને સામાન્ય પુરૂષો પ્રત્યે જે ઉપદેશ થતો તે, તથા દુર્વ્યસનનો નિષેધ કરતા તે, સ્મરણમાં લાવી સ્વામિજી શ્રીચિદાનંદજી મહારાજના શબ્દોમાં કહીએ તોઃ—

'मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव। अतिथिदेवो भव ॥' तै० उप० ॥ માતા દેવવત્ પૂજા કરવાને યોગ્ય છે જેને એવો તું થા. પિતા દેવતુલ્ય પૂજાકરવાને યોગ્ય છે જેને એવો તું થા. આચાર્ય–સદ્ગુરૂ–દેવની પેઠે પૂજવાને યોગ્ય છે જેને એવો તું થા. અતિથિ દેવસમાન પૂજ્ય છે જેને એવો તું થા. અર્થાત્ એ સર્વનું દેવબુદ્ધિથી તું નિત્ય પૂજન–સેવન–કર.

'माता गंगा समं तीर्थं पिता पुष्करमेव च। गुरुः केदारसमं तीर्थं माता तीर्थं पुनः पुनः ॥' માતા ગંગાજી સમાન પુણ્યતીર્થ છે; અર્થાત્ ગંગાજીના જળથી સ્નાન પાન આચમન માર્જન કરતાં જેટલું પુણ્ય ઉદય થાય છે, અને પાપો નષ્ટ થાય છે; તેટલુંજ ફળ માતુશ્રીની સેવાભક્તિ પૂજા કરવાથી થાય છે. પિતા પુષ્કરરાજ સમાન તીર્થ છે; અર્થાત્ પિતાશ્રીની સેવાભક્તિ પૂજા કરવાથી પુષ્કરરાજ તીર્થની યાત્રાનું ફળ મળે છે. શ્રીગુરૂ કેદારેશ્વર તુલ્ય તીર્થ છે; અર્થાત્ હિમાલય પર્વતમાં રહેલા જ્યોતિર્લિંગસ્વરૂપ શ્રીકેદારેશ્વર મહાદેવની યાત્રાનું–પૂજન અર્ચન સેવાનું–ફળ શ્રીસદ્ગુરૂની પૂજા અર્ચા સેવાભક્તિ કરવાથી ઘેર બેઠાં સુખપૂર્વક સંપાદન કરાય છે. વળી માતુશ્રીએ તો ઘણા ઉપકાર કરેલા છે, તેથી તેઓ તો વારંવાર તીર્થરૂપ હોવાથી નિત્યનિરંતર સેવા કરવાને યોગ્યજ છે.

---

* શ્રી સ્વામિજી મહારાજે કરેલાં ચાતુર્માસોના ગામોમાં તથા અન્ય વિચરેલા ગામોમાં કથેલો ઉપદેશ, અને યોગ્ય પાત્રોને વિદ્યાદાનથી કરેલો ઉપકાર, તે ગામવાર વ્યક્તિવાર મહારાજશ્રીના વિસ્તૃત જીવનવૃત્તાંતમાં નોંધવામાં આવશે.

'पितृभक्तिं विना किञ्चिल्लभ्यते भुवि नो नरैः। लक्ष्मीनारायणावेतौ पितरौ चिन्तयाम्यहम् ॥' जैमिनि अश्वमेधं० चन्द्रहास० ॥ માતા પિતાની સેવા ભક્તિવિના પૃથ્વી વિષે લેશ માત્ર પણ શુભફળ મનુષ્યોએ સંપાદન કરી શકાતું નથી; કેમકે એ માતાપિતા બન્ને લક્ષ્મીજી અને નારાયણ રૂપ છે; તેથી હું અહર્નિશ તેઓનું સેવન ચિંતવન કરૂં છું

'अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः। चत्वारि तस्य वर्द्धन्ते आयुर्विद्या यशो बलम् ॥' मनु० ॥ જે બાળક નિત્ય નિરંતર માતા પિતા ગુરૂ આદિ વૃદ્ધ જનોનું સેવન કરે છે; અને જેનો નિત્ય વૃદ્ધોને નમસ્કાર કરવાનો સ્વભાવ છે, તેનાં આયુષ્, વિદ્યા યશ, અને બળ, આ ચાર વૃદ્ધિને પામે છે.

'आयुः पुमान्यशः स्वर्गं कीर्त्तिं पुष्टिं बलं श्रियं। पशुं सुखं धनं धान्यं प्राप्नुयात्पितृवन्दनात् ॥' માતા પિતાને નિત્ય ભક્તિપૂર્વક પ્રણામ કરવાથી મનુષ્ય આયુષ્ય, યશ, સ્વર્ગ, કીર્ત્તિ, પુષ્ટિ, બલ, વિદ્યાલક્ષ્મી, પશુ, સુખ, ધન, અને ધાન્યાદિકને પ્રાપ્ત થાય છે.

ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ વાક્યોથી માતા પિતા ગુરૂની ભક્તિ સેવા કરવાનો, અને તેઓને નમસ્કાર કરવાનો ઉપદેશ બાળકોને કરતા. તથા બીડી તમાકુ ગાંજાદિ દુર્વ્યસનો નહિ કરવાનો સદુપદેશ પણ નીચેનાં વાક્યોથી તેમજ અનેક યુક્તિ પ્રયુક્તિથી કરતા હતા.

'यस्तु भृङ्गीं तमाखुं च मद्यं पीत्वा कलौ युगे। करोति सुकृतं यद्यत्तत्सर्वं भस्मसाद्भवेत् ॥' જે મનુષ્ય કલિયુગમાં ભાંગ તમાકુ અને મદિરાપાનાદિનું વ્યસન કરીને જે જે સુકૃત–શુભકર્મ–કરે છે, તે તે સર્વે બળીને ભસ્મ થઈ જાય છે; અર્થાત તે કર્મોનું ફળ તેને મળતું નથી.

'शङ्करो मां प्रगृह्णाति कथं त्यजसि गर्दभ। नरो गर्दभतां याति गर्दभस्य च का कथा ॥' એક ગધેડો કોઈ જંગલમાં પોતાના ઉદરપોષણાર્થે ફરતો ફરતો ઘાસ ચરતો હતો. ચરતાં ચરતાં એક સ્થળે જ્યાં ભાંગના છોડ અતિ સુંદર ખીલી રહેલા હતા ત્યાં આવ્યો ચરતાં ભાંગનો છોડ નજીક આવવાથી પોતાનું મુખ ઉલટાવીને બીજી તરફ ચરવા માંડયું; ત્યારે ભાંગ શ્લોકનો પૂર્વાર્ધ બોલી:–' હે ગર્દભ! શ્રીશંકર મ્હને ગ્રહણ કરે છે, તો તું શામાટે મ્હારો અનાદર કરે છે–ત્યાગ કરે છે?' ગધાડો બોલ્યો:–હે ભાંગ! શ્રીમહાદેવજી તો મહા સમર્થ છે; વળી જગતના નિયંતા–મહેશ્વર–છે: તેમણે તો હળાહળ વિષનું પણ પાન કર્યું હતું. મ્હારાથી તેઓના બરાબરી ન થવાય, અને તેમના જેવું કાર્ય પણ ન કરાય મહત્પુરૂષો કરે તે કરવાનું નથી; પણ મહાપુરૂષો જે જે આજ્ઞાઓ કરે તે પ્રમાણે વર્ત્તવાનું છે. ઈશ્વરે અને ઈશ્વરતુલ્ય એવા સત્પુરૂષોએ શાસ્ત્રોમાં જે જે આજ્ઞાઓ કરી છે, તે તે વિધિ નિષેધાદિ વચનોનું પાલન કરી શ્રેયઃ સાધવાનું છે. હે ભાંગ! હું ત્હારા ગુણ–પ્રભાવ–ને સારી પેઠે જાણું છું; તથા ત્હારા ભક્તોને શું ફળ થાય છે, તે પણ શાસ્ત્રદ્વારા મેં મ્હારા પાલકના ગૃહ આગળ એક વિદ્વાનના મુખથી શ્રવણ કરેલું છે કે:–( અહીં શ્લોકનો ઉત્તરાર્ધ ગધેડો બોલ્યો:– ) હે ભાંગ! 'ત્હારી ઉપાસના કરનારા મનુષ્ય દુર્લભ મનુષ્ય દેહને છોડી અંત્યે ગધાડાના દેહને પામે છે;' તો હું તો સાક્ષાત્ ગર્દભજ છું; હવે કદાચ હું ત્હારૂં ભક્ષણ કરૂં તો 'મ્હારી–ગધાડાની–શી ગતિ થાય?' અર્થાત્ મહા અધોગતિને પામું; માટે હે

ધર્મનાશક ભાંગ! હું ત્હારાથી ઉપરામ પામેલો છું. મેં ત્હારો અનાદર યોગ્યજ કર્યો છે. આમ ગધાડું પણ જ્યારે ભાંગથી ઉપરામ થઇ તેને ખાતું નથી, તો ઉત્તમ મનુષ્ય જન્મ પામેલા જીવોએ તો તેનું ગ્રહણ કેમ થાય? અર્થાત્ પ્રાણાંતે પણ ન જ થાય.

'उपासते तमाखुं वै कलौ नारद ये नराः। क्षीणपुण्याः पतिष्यान्ति महारौरव संज्ञके॥' બ્રહ્મા કહે છેઃ હે નારદ! કલિયુગમાં જે નરો તમાકુને ઉપાસે છે, અર્થાત્ તમાકુને ખાય છે. પીયે છે, સુંઘે છે, દાંતે ઘસે છે. ઇત્યાદિ ઉપયોગ કરે છે, તેઓ તેના ઉપાસનથી પુણ્ય ક્ષીણ થઇ ગયેલા છતાં અંતે મહા રૌરવનામા નરકમાં પડશે.

'दारिद्र्यशीलोऽपि नरस्तमाखुं नैव मुञ्चति। निवारितोऽपि मार्जारस्तमाखुं नैव मुञ्चति॥' सुभाषित०॥ જેમ હાંકતાં છતાં પણ બિલાડો (त आखुं) તે ઉંદરને ત્યજતો નથીજ; તેમ દરિદ્રી મનુષ્ય પાસમાં પૈસા નથી તો પણ તમાકુને છોડતોજ નથી. અંતે મહાદુઃખી થાય છે.

'न स्वादु नौषधमिदं न च वा सुगन्धि, नाक्षिप्रियं किमपि शुष्कतमाखु चूर्णम्। किध्वाक्षिरोग जनकं च तदस्य भोगे, बीजं नृणां न हि न हि व्यसनं विनाऽन्यत्॥' सुभाषित० भाण्डा० ॥ આ શુષ્ક તમાકુનું ચૂર્ણ–છીંકણી–કોઇ સ્વાદવાળું નથી; તેમ કોઇ ઔષધરૂપ નથી, તથા તેમાં સુગંધિપણુ નથી; અને ચક્ષુને પ્રિયપણુ નથી; કેવળ ચક્ષુના રોગોને ઉત્પન્ન કરનારજ છે. તે આ તમાકુના ચૂર્ણના ઉપભોગમાં મનુષ્યોને દુઃખવિના અન્ય કાંઇ કારણજ નથી. અર્થાત્ તે તમાકુનો વા ચૂર્ણનો (છીંકણીનો) ઉપયોગ કરવાથી મનુષ્યોને માત્ર દુઃખ દુઃખને દુઃખજ ઉદ્દભવે છે; માટે બુદ્ધિમાન્ જનોએ તો સર્વ પ્રકારથી તેનો પરિત્યાગજ કરવો ઉચિત છે.

હૂક્કામાં હત્યા ઘણી, તેથી ઘણો વટાળ;
ચોખ્ખે મોંઢે ચાટવી, લાખો જણની લાળ.
ધન દેના ધૂંવા લેના, તનકું દેના તાપ;
તમાકુંના ભોગી ભયા, એહી પૂર્વકા પાપ.
પવિત્ર મુખ મંદિર જુઓ, જગપતિ નામ જપાય;
ખાય તમાકું તે થકી, અતિ ઘણું ગંધાય.
હૃદયકમલમાં હરિ બિરાજે, જગપતિ સુંદર શ્યામ;
દુર્વ્યસનીકું દયા નહિ, આ.બાળ્યાં ભગવદ્ ધામ.
દેહમંદિરમાં દેવ બિરાજે, પ્રેમ નેમ કરી ભાળો;
દુર્વ્યસની જન દયા કરો, ત્હમે હરિ મંદિર મત બાળો.

તમાકુ ખાવાથી, પીવાથી, સુંઘવાથી, કે દાંતે ઘસવાથી, અર્થાત્ તમાકુ હરકોઇ પ્રકારે સેવન કરવાથી દાંતમાં સળો પડે છેઃ અરૂચી વધે છે; પેટમાં દુઃખાવો, ચક્કર, માથામાં શૂળ, આંખમાં ગરમાઇ, મોંની ફીકાશ, પગે સોજા, અશક્તિ, ચીંચીં થતો અવાજ, ભય, ભયંકર સ્વપ્નો, ઉંઘમાંથી ચમકી ઉઠવું, ફેફરૂં, માનસિક શક્તિની નબળાઇ, ચીડીઓ સ્વભાવ, કામમાં પ્રમાદ, ઉદાસીનતા, પ્રમેહ, ધાતુનો નાશ, જિહ્વા ચામડી આદિ જ્ઞાનેન્દ્રિયોની શક્તિનો અભાવ, નાસુર, શરીરનો ફીક્કો ચેહેરો, મગજની શક્તિનું નાશ થવું, સમજશક્તિ

અને સ્મૃતિનું ઘટવું, બુદ્ધિનો નાશ, આળસ વગેરે અનન્ત ભયંકર દુઃખો ઉત્પન્ન થાય છે. બાલ્યાવસ્થામાં બીડી પીવાથી કોમળ કાળજાું બળી જાય છે, અને ચાંદી પડે છે; ધાતુ ફાટીજાય છે; હોઠ કાલા પડી જાય છે, અને કોઈ કોઈને શ્વેત કોડ પણ થાય છે. વળી સુસ્તી વધે છે; વિદ્યા આવડતી નથી; ધર્મથી ભ્રષ્ટ થવાય છે: હલકી જાતના લોકો પાસે તમાકું ફુંકારવામાં આવવાથી વટાળ તો મહા ભારે છે; ચેપી રોગના ઉપદ્રવ વધારવામાં તમાકુ મહાદેવી છે. ઈત્યાદિ ઈત્યાદિ દોષવાળી તમાકુ હોવાથી એ દેવીનું તથા તેની સખીઓ ભાંગ માજમ, અને તેના યાર ગાંજો દારૂ આદિ માદક વસ્તુનું સેવન–ઉપાસન–કદાપિ પણ કરવું નહિ.

શ્રીસ્વામિજી મહારાજ, દર્શનાર્થે આવેલા સ્ત્રી વર્ગને પણઃ—

**‘ शंकरादपि विष्णोर्वा पतिरेवाधिकः स्त्रियः ॥ ’ स्मृति० ॥** સ્ત્રીઓને શંકરથી તેમ વિષ્ણુથી પતિજ અધિક છે.

**‘ एतद्धा परमं नार्य्याः कार्यं लोके सनातनं । प्राणानपि परित्यज्य यद्भर्तृहित माचरेत् ॥ ’ महाभारत० ॥** નારીઓને સંસારમાં આ પ્રસિદ્ધ શ્રેષ્ઠ સનાતન કાર્ય કરવાને યોગ્ય છે; તે એકઃ–પ્રાણોનો પરિત્યાગ કરીને પણ પોતાના પતિનું હિત આચરવું.

**‘ दरिद्रं व्याधितं मूर्खं भर्तारं या न मन्यते । सा मृता जायते व्याली विधवा च पुनः पुनः ॥ ’ याज्ञवल्क्य० ॥** દરિદ્રી, રોગી; વા મૂર્ખ, ગમે તેવો પોતાનો સ્વામી હોય, તોપણ તેને જે સ્ત્રી પૂજ્ય ભાવથી માનતી નથી, ને સેવા પૂજા કરતી નથી; તે સ્ત્રી મૂવા પછી અનેક જન્મોમાં વારંવાર વિધવા થઇને અંતે સર્પણીનો જન્મ લે છે.

**‘ पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ॥ ’** સ્ત્રીઓને પતિજ પ્રસિદ્ધ દેવ છે, પતિજ બંધુ છે ને પતિની સેવા, પૂજા, આજ્ઞાપાલન જ મુક્તિનું દ્વાર છે.

**‘ तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ॥ ’ भृगुभारतीयकर्मविपाके० ॥** તીર્થસ્નાનની ઈચ્છાવાળી સ્ત્રી પોતાના પતિનું ચરણામૃત પાન કરે. અર્થાત્ પતિના ચરણ-કમલો ધોઇ ચંદનાદિકથી પૂજન નમસ્કાર કરી, તે ચરણામૃતનું પાન કરવાથી તે સ્ત્રીને તીર્થાદિકમાં સ્નાન કર્યાનું ફળ મળે છે; માટે નિત્ય પતિના ચરણોનું જળ પાન કરવું સ્ત્રીઓને ઉચિત છે.

**‘सुपुण्ये भारते वर्षे पतिसेवां करोति या । वैकुण्ठं स्वामिना सार्द्धं सा याति ब्रह्मणः शतम् ॥ ’ ब्र० पु० ॥** અતિપુણ્યરૂપ ભરતખંડમાં જે સ્ત્રી પતિની સેવા કરે છે, તે સ્ત્રી પોતાના સ્વામિની સાથે વૈકુંઠમાં બ્રહ્માનાં સો વર્ષસુધી નિવાસકરી મહાસુખ ને ભોગવે છે.

**‘ या भर्त्तारं परित्यज्य मिष्टमश्नाति केवलं । उलूकी जायते क्रूरा वृक्षकोटर शायिनी ॥ ’ भागवते० ॥** જે સ્ત્રી પોતાના પતિનો પરિત્યાગ કરીને સ્વયં મિષ્ટાન્નનું ભોજન કરે છે, તે સ્ત્રી વૃક્ષોના છિદ્રોમાં શયનકરનારી મહાક્રૂર–હિંસક–ઉલૂક ( ઘૂવડ )ની સ્ત્રી ઉલૂકી રૂપે જન્મે છે.

ઇત્યાદિ વચનોથી પોતાના પતિને ઈશ્વર બુદ્ધિથી સેવન કરવાનો, અને તેમની આજ્ઞા પાલન કરવાનો, તેમ તેમને નમસ્કાર કરવાનો, તથા ધર્માચાર વિચાર સંપાદન કરવાનો,

અને ભક્તિ નીતિ શીલ અહિંસાદિ ધર્મોનું પ્રતિપાલન કરવાનો દૂરથી ઉપદેશ કરતા હતા. વિધવાસ્ત્રીઓને પણ શમ, દમ, બ્રહ્મચર્ય, તિતિક્ષા, વૈરાગ્ય, ધૈર્યાદિસાધન સંપન્ન થઇ પરમેશ્વર પરાયણ રહેવાનો, તથા માથે વાળ નહિં રાખવાનો, તાંબુલ પાન તમાકુ નહિ ખાવાનો, કાંસાપાત્રમાં ભોજન નહિ કરવાનો, એકવાર ભોજન કરવાનો વગેરે વગેરે યોગ્ય ઉપદેશ કરતા.

સામાન્ય વર્ગના મનુષ્યોને યથાયોગ્ય વર્ણાશ્રમના ધર્મકર્મોનું પાલન કરવાનો, સદાચરણનીતિથી વર્તિ પ્રભુની ભક્તિ કરવાનો, તેમ મદિરા, તમાકુ, ગાંજો, અફિણાદિ દુર્વ્યસનોનો પરિત્યાગ કરવાનો બોધ આપી ઉત્તમ સંસ્કાર પાડતા હતા.

શ્રી સ્વામિજી મહારાજને કોઇ મત સંપ્રદાયનો કે આશ્રમ આદિનો અભિનિવેશ નહિ હોવાથી અનેક મત સંપ્રદાયના સાધુ સંત તથા ભક્ત જનો તેઓશ્રીના સમાગમમાં આવી અભીષ્ટ લાભ લેઇ સંતુષ્ટ થતા.

શ્રીસ્વામિજી મહારાજ શ્રીશુકદેવજી સમાન વિરક્ત, ચંદ્રસમ શીતલ, પૃથ્વીતુલ્ય ક્ષમાવાન્, વિષ્ણુભગવાન સમાન ભક્તવત્સલ, સનકાદિકની પેઠે મનોનિગ્રહવાળા, અને વ્યાસ નારાયણ સમાન વેદવેદાન્તપારગ, તથા શ્રીશંકરાચાર્ય ભગવાન્ સદશ બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા હતા; તેથી તેમજ દૈવી ગુણોના ભંડારરૂપ હોવાથી, અને તેઓશ્રીની સ્વાભાવિકી રહેણી કરણીની સરલતાથી, ને વેદાન્તશાસ્ત્રના અદ્વિતીય સિદ્ધાંતની પૂર્ણ દઢતાથી આકર્ષાયિ અમદાવાદ નિવાસી સજ્જનોને શુભસંસ્કાર પાડનાર સુપ્રસિદ્ધ વૈષ્ણવસાધુ શ્રીસરયુદાસજી મહારાજ, તથા મુંબઇવાસી પંડિત પિતામ્બરદાસજી મહારાજ ( ઉપનિષદો પંચદશી, વિચારસાગર, આદિ ગ્રન્થો ઉપર હિન્દી ભાષા ટીકા કરનાર ), તથા કેટલાક ઉદાસીન મહાનુભાવ મહાત્માઓ, તથા અન્ય સંપ્રદાયોના સંતસાધુઓ પણ તેઓશ્રીના દર્શનાર્થે નડીઆદ પેટલાદ વગેરે સ્થાને પધારી મનોવાંછીત શંકા સમાધાન કરી પ્રસન્નતા પામ્યા હતા, તેથી તેઓ જ્યાં જ્યાં વિચારતા ત્યાં ત્યાં શ્રીમહારાજના ગુણ વિદ્યાદિકની પ્રશંસા કરતા હતા, અને કેટલાક અદ્યાપિ પણ કરે છે ને કરશે.

શ્રીસ્વામિજી મહારાજ પોતાના પ્રિય વિદ્યાર્થી શિષ્યોની પાસે તેમ ભક્તજનોની પાસે કદીપણ પોતાના આયુષ્યાદિકનું કે પૂર્વાશ્રમનું કિંચિન્માત્રપણ વૃત્તાંત કહેતા નહિ; તથા કોઇની સાથે વ્યવહારિક વાર્તાલાપ પણ કદી કરતા નહોતા. વિશેષ કરીને કેવળ વેદાન્તશાસ્ત્રનું શ્રવણ શ્રાવણ મનનાદિકરતા હતા; ને આત્મનિષ્ઠાવાન્ થકા પ્રસન્નમુખથી સંતસાધુ ભકત જનોના મધ્યમાં તારાગણોના મધ્યમાં ચંદ્રની પેઠે શોભતા હતા; જેથી તેઓશ્રીની જન્મતીથીનું યથાર્થ જ્ઞાન નહિ છતાં પણ તેઓશ્રીના સહવાસમાં રહેનારા સંતમહાત્મા સજ્જનોના અનુભવથી તેમ અનુમાનથી જ્ઞાત થાય છે કે: તેઓશ્રીને સ્વરૂપસ્થ થયા સમયે આશરે એંશી વર્ષ થયાં હશે.

મહારાજશ્રીનું સશકત બ્રહ્મચર્યથી સચવાયેલું શરીર પણ અવસ્થાને લીધે હવે અશક્ત જર્જરીભૂત થવા માંડયું હતું. મહારાજે સંવત્ ૧૯૭૬ માં જ્યારે પેટલાદમાં રાજરત્ન શેઠ નારાયણભાઇના બગીચામાં—બંગલામાં—ચાતુર્માસ ગાળ્યું તે છેલ્લુંજ નિવડયું. મહારાજ પેટલાદથી નડીઆદ પધાર્યા. મહારાજના શરીરમાં કફ વગેરે તત્વોનું મિશ્રણ હવે વિષમ થવા માંડયું. યોગથી ત્રણે કાળ જાણનાર મહારાજ સ્વામી શ્રીજાનકીદાસજીને—આ સૌજન્મેલાને—

અનિવાર્યદશા પાસે આવતી લાગી. લોકો જેને મૃત્યુના ઘંટ–નાદ–કહે છે, તે નાદો મહારાજને બ્રહ્મના મંગળ મંદિરના ઘંટના સ્વરો લાગ્યા. મહારાજશ્રીને જગત્ પર કંઇ મમતા હતીજ નહિ. પ્રારબ્ધથી નિર્મિત થયેલું શરીર જ્યાં સુધી ટકે ત્યાં સુધી પરોપકારથીજ વહન કરવા મહારાજે લીધેલી પ્રતિજ્ઞા સહવિજય પૂરી કરી. એમના શિષ્યો પણ આ દશા કળી શકયા. શ્રીમાન્ શ્રોફસાહેબ (વડોદરા સયાજી હાઇસ્કુલના પ્રિન્સિપલ–પેટલાદવાળા )ના મનમાં આ દશાથી આગામી મહારાજના મૃત્યુ માટે શોક થયો. સૌ કોઈ હવે દર્શન ફરીથી મળશે કે નહિ, એમ ધારી દર્શન કરી લેવા તૈયાર થયા–દોડયા. ગંગાજળ મરણ વખત સુધી કાળજીથી રાખી મૂકનાર જેટલી કાળજીથી અને જેટલા ભક્તિભાવથી ગંગાપાન કરે તેટલા ભાવથી પૂનિત થવાની આશાવાળા હજારો ભકતગણો મહારાજનાં છેલ્લીવારનાં દર્શન કરવા–જોવા–આવવા લાગ્યા. મહારાજને જેમ જેમ અંતિમ દશામાં પણ તેટલાજ ઉત્સાહથી ખિન્નતાવગર કે મરણના ભયવગર ઉપદેશ કરતા–શાંતિથી ધર્મ સૂચવતા–જોયા, તેમ તેમ લોકોનાં ટોળાં વધતાં જવા માંડયાં. જ્યાં જ્યાં મહારાજ પધાર્યા હતા, જેમણે જેમણે મહારાજના જ્ઞાનામૃતસાગરમાંથી અંજળી પણ પાન કર્યું હતું, તે તે બધા મહારાજના હવે નહિ મળનારા મુખારવિન્દનાં દર્શન કરવા દોડી ગયા. ભકતોએ ભાવથી સઘળા શુદ્ધોપચાર કર્યા. ભકતોની ભાવનાને અસંતોષ ન ઉપજે એટલા માટે તે સર્વે ઉપચાર સ્વીકાર્યા. થોડીવાર સ્વસ્થતા આવી હોય એમ જણાવ્યું. ક્ષણિક જગતનો એક વધારે ક્ષણિક આનંદનો અનુભવ બધાંને થયો. સૌને મહારાજ વિષે આશા પ્રકટી, પણ અંતર્યામિનો નાદ મહારાજના મનમાં તો એજ ગુંજારવ કરતો હતો કે આ દશ્ય સંસારમાંથી તે હવે બ્રહ્મ તરફ વળવાનાજ. મરતી વખતે પણ જાણે લોકોને શોક ન થાય તેમ ઇચ્છતા ન હોય તેમ લોકોમાં આનંદોર્મિ ફેલાવા લાગી. સંત હીરાપુરીજી કે જે તન મન અને પૂર્ણ ભકિતભાવથી મહારાજશ્રીની સેવા કરતા, તેમણે પણ જાણ્યું કે મહારાજ હવે જરૂર જીવશે આ સમયે સ્વામિજી શ્રીજગત્પુરીજી મહારાજનું સ્મરણ તો થાય છે, પરંતુ તેઓશ્રી જડભરત ઋષભદેવાદિ જીવનમુક્ત મહાત્માઓના સમાન અંતિમ ભૂમિકાને પ્રાપ્ત થઇ પંચભૂતાત્મક દેહનો પરિત્યાગ કરી પેટલાદમાં શેઠના બગીચામાં વિદેહકૈવલ્ય પામેલા હતા: તેઓને વિદેહમુક્ત થયે હાલ આશરે એક વર્ષ થઇ ગયું હતું.

સંવત્ ૧૯૭૭ની સાલનો હવે એ દિવસ આવ્યો–એ સૂર્ય દેખાયો–કે જે હરહમેશ મહારાજના ભકતોથી ભૂલાતો હશે નહિ. આ દિવસનો બતાવનાર સારથી–અરૂણ–ઉગ્યો. આજે તેની રતાશ પણ ઓછીજ દેખાઇ હશે. જગત્પર પગે વિચરતા સૂર્યની સ્વારી લેવા માટે સૂર્ય–ગગન સૂર્યપણ–તૈયારી કરવામાં રોકાયો હશે. પ્રભાતની મંદ પવનલહેરો પણ મહારાજનો મોક્ષમાર્ગ સાફ કરતી હશે. કાર્તિક માસના કૃષ્ણપક્ષની છઠ આવી. પ્રાત: કાળમાં કફાનુરોધ થવાથી મહારાજે જરા અંતર્વૃત્તિ કરી જેથી મૂર્છા જેવું લોકોને જણાયું. લોકો શિષ્યગણો ગભરાયા. મહારાજની છાતી પર શેક ચાલતો હતો તે બંધ કરાવ્યો. જરા અંતર્ધાન થયા. બોલવું બંધ કર્યું. સૌનાં મુખકમળ શોકાગ્નિથી સૂકાવા લાગ્યાં કોઇકની આંખમાં આંસુ ભરાયાં. કોઇક નાડી જોવા મંડી ગયા. કોઈ હાથપગનાં તળીયાં તો કોઇક મસ્તકપર તપાસ કરવા લાગ્યા. મહારાજ જરા હાલ્યા બેઠા સ્વસ્થ થયા. સ્વસ્તિકાસનથી બેઠા હતા તે સૌને છેલ્લો ઉપદેશ કરવા લાગ્યા; " શું તમો સર્વે મને મૃત્યુને આધીન થયેલો

સમજો છો ? ત્હમો સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતો કરો કે જ્યારે કઠશ્રુતિ તથા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રજી શ્રીમુખથી " अजो नित्यः शाश्वतोऽयं पुराणः " ઇત્યાદિ વચનોથી પ્રત્યગાત્માને જન્મમરણાદિકનો અભાવ કથન કરે છે, ત્યારે પ્રત્યગભિન્ન મ્હારા સ્વરૂપનું મરણ સર્વથા અનુચિત છે. સચ્ચિદાનન્દ, કૂટસ્થ, સાક્ષી, સર્વાધિષ્ઠાનરૂપ અને નિખિલ અનાત્મ દૃશ્ય વર્ગને સત્તાસ્ફુર્ત્તિ આપવાવાળો હું ( આત્મા ) પણ જ્યારે મરણ ધર્મવાળો થાઉં, ત્યારે કોઇપણવસ્તુની પ્રતીતિ થઇ શકશે નહિ. અધિષ્ઠાનસ્વરૂપ મ્હારાવિના સકલ જગત્ ગગનકુસુમ સમાન થવાથી શૂન્યવાદનો પ્રસંગ આવવાનો સંભવ થશે. વળી " न जायते म्रियते वा विपश्चित् । " ઇત્યાદિ શ્રુતિઓએ તથા " न कश्चिज्जायते जीवः । " ઇત્યાદિ વાક્યોથી શ્રીઆચાર્યોએ પણ પ્રત્યગાત્માને જન્માદિ વિકારોથી રહિતજ બોધન કર્યો છે; ત્યારે આપ લોકોને તન્નિમિત્તક શોક કરવો સર્વથા અયોગ્યજ છે. તથા શરીર વિયોગપ્રયુક્ત શોક કરવો પણ તમોને ઉચિત નથી; કેમકે જેમ નદીસમુદ્રાદિકમાં જળના વેગથી અનેક કાષ્ઠો કદી કદી એકઠાં થાય છે, અને પાછાં કદી જળના વેગથીજ પૃથક્ પૃથક્ થઇ જાય છે; તેમજ પ્રારબ્ધયોગથી કદાચિત્ આ શરીરોનો સંયોગ થાય છે, અને પુનઃ કદાચિત્ પ્રારબ્ધવેગથીજ વિયોગ પણ થાય છે. આવી રીતે અવશ્ય ભાવિ સંયોગવિયોગનો નિશ્ચયકરી વિવેકી પુરૂષો શોકાંકુરને ઉન્મૂલન કરી નાંખે છે. વળી અદ્વૈતનો ઉપદેશ કરવાવાળા જે આચાર્યો છે. તેઓશ્રીનો તો આ ઉપદેશ છે કેઃ-' શરીરાદિ પ્રપંચ પ્રથમ નહોતો, અને અંતમાં પણ હશેજ નહિં; મધ્યમાં જે પ્રતીત થાય છે, તે પણ આકાશમાં પ્રતીત થતી નીલતાદિની સદૃશ અનુત્પન્ન થકોજ પ્રતીત થાય છે.' આવા અજાતવાદના ઉપદેશોનું પાઠનપાઠનવાળા તમો સર્વે હરિજનોને શરીરવિયોગ નિમિત્તક શોક કરવો સર્વથા અનુચિત છે. સ્વપ્નમાં આદરપ્રેમથી મળેલા સ્ત્રીપુત્ર બંધુજનનો જાગ્રત્માં વિયોગ દેખીને કેમ કોઇ ખેદ પામે છે ! અર્થાત્ નથીજ પામતા; તેમ સ્વપ્નવત્ આગમાપાયી પ્રપંચના સંયોગવિયોગજન્ય શોક વિવેકી સજ્જનો નથીજ કરતા." ઇત્યાદિ શ્રીસ્વામિજી મહારાજના ઉપદેશને શ્રવણ કરીને, તેમ અંતિમ સમયમાં તેઓશ્રીનો ઉત્સાહ અને સાવધાનતા દેખીને, તથા તેઓશ્રીની શરીરકાંતિપણ અલૌકિક ( દૈવી-તેજોમય ) અવલોકિને સર્વ શિષ્યવર્ગનાં મુખ તથા મન પ્રફૂલ્લિત થઇ ગયાં. તદનન્તર શ્રીસ્વામિજી મહારાજે કહ્યું કેઃ-હવે હું પ્રારબ્ધક્ષય અને કલાલયપૂર્વક વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાઉં છું. આટલુંજ કહી તૂષ્ણીભાવનું અવલંબન કરી નિજસ્વરૂપમાં સુપ્રતિષ્ઠિત થઈ ગયા.

अँश्वर्षिग्रहभूमिविक्रमसुवर्षे कार्त्तिके कृष्णके ।
षष्ठयां श्रेष्ठतिथौ बुधे ह्युपदिशञ्छिष्यानखण्डाद्वयम् ॥
तत्त्वं श्रीगुरुराजवर्य्यसुखदः श्रीजानकीदास ई—
शोमुक्तिं सुखमन्वभूदहिरिव त्यक्त्व शरीरं त्वचम् ॥

લોકો ફરી ઉત્સાહિ થાય તેટલી વાર મહારાજે ઉપર પ્રમાણે ઉપદેશ કર્યો, લોકોમાં જ્ઞાનથી મરણ સહન કરવાની શક્તિ પેદા કરી. થોડીવાર ભગવત્પરાયણ સમારંભ કરવો શરૂ કર્યો, અને અંતે દિવસના પહેલાજ પહોરમાં આશરે નવ વાગ્યાને સુમારે મહારાજે આ પંચભૂતાત્મક દેહનો પરિત્યાગ કર્યો.

ગુજરાતમાંથી એક મહારત્ન ગયું. સંન્યાસી પરમહંસોમાંની પ્રથમ પંક્તિનો યોગી યોગનું પરિણામ પામ્યો. તેજપુંજ હવે ઉપરગયું-સ્વસ્વરૂપમાં ભળ્યું; ને પાછળ તેમના ઉપદેશનાં સ્મરણ-તેમના બોધની ધ્વનિ, અને મહારાજના પ્રસંગો-પરિચયોજ અવશિષ્ઠ રહ્યાં. પ્રારબ્ધક્ષય અને કલાલય પૂર્વક વિદેહ કૈવલ્યમુક્તિનો આનંદ મહાત્માએ તો મેળવ્યો. હવે આપણે તેમનામાંથી જે પામ્યા તેનો ઉપદેશ કરીએ-અમલમાં મૂકીએ-તોજ પામવાનું છે તે પામીએ. મહારાજ બ્રહ્મનું એક વિવર્ત્ત બ્રહ્મમાં ભળ્યું. આપણે હજુ જીવભાવે રહીએ છીએ, પણ મહારાજના ઉપદેશરૂપી તરણિવડે તરી શકીએ તેમ છે. આપણે તેમના તરફનું ઋણ હજું પુરૂં વ્યાજ સાથે ભરી દેવાનું રહ્યું. આવા સમારંભોથી તેનું વ્યાજ ચૂકવાય તોય સારૂં. યોગીનાં વખાણ કે ગુણગણના કરવી એ પણ ધર્મ ક્રિયા છે. હવે આપણા હાથમાં ભક્તમંડલ ભેગાથઇ તેમનાં ચિરસ્મરણીય સ્મરણાં કરીએ તેટલુંજ રહ્યું છે મહાત્મા જ્યાં વધું રહ્યા ત્યાં આપણે જઇ તેમના બોલોને-વચનોને-પાલવાની પ્રતિજ્ઞા લેઇએ, અને મહારાજે જે જે પરમાર્થ ને વિશ્વકલ્યાણનો માર્ગ લીધો, તે થોડો લેવાય એટલો લેઇએ સત્સંગનો જે લાભ થયો તે ગુમાવીએ નહિ; અને દરેક વર્ષ આપણી કલ્યાણ પ્રવૃત્તિમાં આગળને આગળ વધીએ. મ્હને આશા છે કે આપણે તે કરી શકીશું. શ્રીગુરૂમહારાજની કૃપાથી તેમના બોધની અસરથી આપણે કલ્યાણ પ્રાપ્ત કરી શકીશું. કેમ નહિ થાય? શ્રદ્ધા અને ભકિત બન્ને હશે અને કટિબદ્ધ થઈ પુરૂષાર્થ કરીશું તો સૌ થશે સત્સંગશું નથી કરી શકતો? કહ્યું છે કેઃ-

**बुद्धिं वर्द्धयति श्रियं वितनुते वैदग्धमामुञ्चति ।**
**श्रेयः पल्लवयत्यघानि दलयत्युन्मीलयत्युन्नतिम् ॥**
**विज्ञानं परिशोधयत्युपचिनोत्युच्चैः कलाकौशलं ।**
**किं किं नाऽऽरभते हरेरिव कथा पूर्ण सतां सङ्गतम् ॥**

સત્પુરૂષોની શ્રદ્ધા ભક્તિથી કરેલી પૂર્ણસંગતિ, ભગવાનની કથા સમાન મનુષ્યને શું શું આપવાને આરંભ નથી કરતી! અર્થાત્ દુઃસાધ્ય વસ્તુઓ પણ સંતસમાગમથી સાધ્ય થઇ શકે છે. સત્પુરૂષોનો સમાગમ બુદ્ધિની અભિવૃદ્ધિ કરે છે; ભોગ લક્ષ્મી વૈભવ વિદ્યા આદિ શોભાને વિસ્તારે છે; ત્રિવિધતાપાદિકથી દગ્ધ થયેલા અન્તઃકરણને શાંત કરે છે; મોક્ષસુખને તાજું કરે છે; અર્થાત્ પોતે બ્રહ્મ સ્વરૂપ છતાં અવિદ્યા આવરણથી આચ્છાદિત થયેલા જીવાત્માને પુનઃ સ્વસ્વરૂપનું ભાન કરાવે છે; પાપોને દળીને નાશ કરે છે; ઉન્નતિનો ઉદય કરે છે; વિજ્ઞાનનું શોધન કરે છે; અર્થાત્ બ્રહ્માત્મૈક્યજ્ઞાનનો યથાર્થ અનુભવ કરાવે છે; અને શ્રેષ્ઠકલા કૌશલ્યતાને પ્રાપ્ત કરે છે. અહો હો ! કેટલો બધો સત્પુરૂષોના સમાગમનો પ્રભાવ ! ! !

મહારાજશ્રીના સ્વરૂપસ્થ થયાના સમાચાર ટુંક સમયમાં આખા નડીઆદ ગામમાં પ્રસરતાં બજાર નિશાળો બંધ થયાં. ગામના સમસ્ત સંતસાધુઓ હરિભકતો શ્રીસંતરામ મહારાજના મંદિરમાં ઉપસ્થિત થયા. શ્રી સ્વામિજી મહારાજનું શરીર શ્રીસંતરામમહારાજના મંદિરના પાછલા ભાગમાં તેઓશ્રીના નિમિત્તથી બંધાવેલા બંગલામાં નિવૃત્ત થયું. ત્યાંથી તેમના મૃતક દેહને સિંહાસનમાં સ્થાપિત કરી ભસ્મ ચંદન પુષ્પાદિકથી અર્ચિત કરી, પૂજા કર્યા બાદ વાજતેગાજતે ભગવત્સ્મરણ સાથે મંદિરના આગલા ભાગના મોટા ચોકમાં

દરવાજા પાસેના કાચ મહેલમાં સમાધિ આપવા આણ્યું. રસ્તામાં ને આસપાસ તલાવના કિનારા ઉપર ગામના દરવાજા સુધી ચારે વર્ણોના મનુષ્યોની પુષ્પવૃષ્ટિ કરતી ભારે મેદની ભરાઇ હતી. શ્રી મહારાજના પ્રત્યે તમામ વર્ણના લોકોને જે પ્રેમ હતો તે, તથા તે સમયનો અલૌકિક દેખાવ અવર્ણનીયજ હતો. ચારે તરફથી પુષ્પવૃષ્ટિ અને જય જયકારની ધ્વનિ થઈ. મહારાજશ્રીના દર્શનાર્થે આવેલા પ્રેમી ભક્ત લોકોની સજ્જનોની ભારે ભીડથી સમાધિની ક્રિયા કરતાં સાંજના પાંચ વાગે સમાધિની ક્રિયા પૂર્ણ થઇ ગઇ. મહારાજના વિયોગનો ખેદ કરતા તેમજ તેઓશ્રીની અનુકમ્પાનું સ્મરણ આવતાં મનમાં હર્ષ પણ પામતા, સર્વ સંત ભકતો પોત પોતાના સ્થાનપર ગયા; તથા અન્ય સજ્જનોની સમાજ પણ સ્વસ્વસ્થાન ઉપર ગઇ. મહારાજનો નાશવંત દેહ લોકો દેખે એમ નષ્ટ થયો–અદશ્ય થયો. અમર આત્મા તો સ્વસ્વરૂપમાં–વ્યાપકસ્વરૂપમાં–મળી ગયો. બાકી મહારાજ તો સ્મરણ દેહવાળાજ હવે રહ્યા.

મહારાજની જે મમતા-કૃપાળુતા–નડીઆદ અને પેટલાદ પર હતી તે યોગ્યજ હતી; એમ નડીઆદવાસીઓએ–સત્સંગ મંડલના સજ્જનોએ–ને શ્રી સંતરામ મહારાજની ગાદિના મહંતશ્રી જાનકીદાસજી મહારાજે, તેમજ પેટલાદના સ્વર્ગસ્થ રાજરત્ન શેઠ નારાયણભાઈના ભાઇ શેઠ રમણભાઇ દાતારે સંવત્ ૧૯૭૭ના માર્ગશીર્ષ શુકલપક્ષ છઠ ને ગુરૂવારે કરેલી ઉત્તરક્રિયા–ષોડશી–વગેરેના પ્રસંગથી સિદ્ધ કરી બતાવ્યું. ધન્ય છે ધન્ય છે એવા ગુરૂ ભક્ત સજ્જનોને !!!

ઉત્તર ક્રિયાને દિવસે સવારના નવ વાગતાં નડીઆદની તમામ નિશાળોના વિદ્યાર્થીઓનો, તેમજ કન્યાશાળાઓની બાળાઓનો શ્રીસંતરામ મહારાજના મંદિરમાં મેળાવડો ભરી મીઠાઇ વેહેંચવામાં આવી હતી. ત્યાર બાદ બહારથી આવેલ્ા સંન્યાસી પરમહંસો સાધુ પંડિત મહાત્માઓમાંથી કાશીઆદિ તીર્થોમાં ષોડશીની થતી ક્રિયાના નિયમ પ્રમાણે યોગ્ય મહાત્મા-ઓને યોગ્ય આસને બેસાડી યથાયોગ્ય વિધિપુરઃસર પૂજનાદિ ક્રિયા, તથા શ્રીસ્વામિજી મહારાજની ચરણ પાદુકાની સ્થાપના, સ્વામીશ્રી ચિદાનંદજીના હસ્તે પેટલાદ નિવાસી અગ્નિહોત્રી ગિરિજાશંકર શાસ્ત્રી દ્વારા વૈદિક પ્રયોગથી કરવામાં આવી હતી. આ સમયનો દેખાવ એવો તો ચિત્તાકર્ષક હતો કે ગમે તેવા અનિવાર્યનિમિત્તોથી શોકગ્રસ્ત થયેલા મનુષ્યનું હૃદયપણ અતિ હર્ષાનન્દથી ઉભરાયા વિના રહ્યું નહિંજ હોય. આ પ્રસંગે અમ-દાવાદથી પધારેલી મોક્ષમંડળીના વ્યવસ્થાપકે, તથા સ્વામીશ્રી ચિદાનંદજીએ તેમજ સ્વામીશ્રી પ્રકાશાનન્દવનજીએ, અને બોરસદવાળા સાધુ ગોપાળદાસજીએ જનસમૂહના ચિત્તને આકર્ષણ કરનારાં ધાર્મીક વ્યાખ્યાનો આપ્યાં હતાં; તથા શ્રીસ્વામિજીના ગુણો ઉપકારોનું ગાન કરવામાં આવ્યું હતું. પશ્ચાત્ નડીઆદવાસી તમામ જ્ઞાતિના બ્રાહ્મણોને, તથા બહારથી આવેલા તેમજ નગરના સંતસાધુ મહાત્માઓને, અને બહારગામથી દર્શનાર્થે આવેલા હરિજન ભક્ત મંડળને, તથા પંક્તિમાં આવી જે કોઇ અભ્યાગત બેસે તે સર્વેને મિષ્ટાન્ન ભોજન કરાવવામાં આવ્યું હતું. આ આનન્દ મહોત્સવના દિવસે પેટલાદમાં પણ દાતાર શેઠ રમણભાઇએ પેટલાદના તમામ બ્રાહ્મણોને ભોજન કરાવી તૃપ્ત કર્યા હતા; તથા નડી-આદમાં ષોડશીના મહોત્સવમાં પણ સેવાનો ભાગ લીધો હતો. આ પ્રસંગે ઉત્તર ક્રિયાના કાર્યમાં સ્વામીશ્રી પ્રકાશાનન્દજીએ તનમનદ્વારા અતિ શ્લાઘનીય સેવા ઉઠાવી હતી. મહોત્સવ ઉજવતાં નિર્વિઘ્ને રાત્રિના દશવાગતાં ક્રિયાની પૂર્ણતા થતાં ઉત્સાહી સજ્જનો આનંદ નદમાં વહેતા અને કૃતાર્થ થતા શ્રીસ્વામિજીમહારાજના ગુણાનુવાદ કરવા લાગ્યા.

સંવત્ ૧૯૭૭ ના ભાદરવા વદી ૬ ને શુક્રવારને રોજ શ્રીગુરૂજી મહારાજ સ્વામીજી જાનકીદાસજીના દશમામાસની માસીક તિથિને દીવસે ગામ વાસણા ( હાલ અમદાવાદ )ના ઠક્કર કાકુભાઈ નરસીદાસે શ્રીસ્વામીજી મહારાજના નિમિત્તે તેમની સમાધિ સ્થાનપર ( નડીઆદમાં ) શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ તથા શ્રીમહારૂદ્ર યાગનો મહોત્સવ કરી અપૂર્વ લાભ લીધો હતો. ધન્ય છે આવા ભક્તોને ! કે જેઓ પ્રભુની આપેલી લક્ષ્મીનો સદુપયોગ કરી અખંડ આનંદના પ્રવાહમાં નિમગ્ન થાય છે ! ! !

મહાત્મા યોગીરાજ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ વિદેહ કૈવલ્યમુક્ત આપણા શ્રીગુરૂવર્યની આ સેવા પૂજા કરવાનો આ પ્રસંગ હું એમનો શિષ્ય તેથી મ્હને તેમની કૃપાવડે પ્રથમ મળ્યો. મહારાજશ્રીની કૃપા માટે સનમન આ જેવું તેવું પુષ્પ મેં રજુ કર્યું; એ એમના પ્રતાપ આગળ, એમની વિદ્યા આગળ, તપ આગળ, ઉદારતા અને કૃપાદૃષ્ટિ આગળ, તેમ એમના કરેલા અનંત ઉપકારો આગળ કંઈજ નથી. હું તેઓશ્રીના ચરણકમલોમાં " **ॐ नमो नारायणाय** " ઇતિ અષ્ટાક્ષર મંત્રવડે પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરૂં છું.

પરમપૂજ્ય બ્રહ્મવિત્સત્પુરૂષનું આ ચરિત્ર જે કોઇ મુમુક્ષુ ભક્ત શ્રદ્ધાભક્તિ યુક્ત થઇ પ્રેમપૂર્વક વાંચી વંચાવી શ્રવણ કરી અર્થવેદી મનન કરશે, તેનું અંતઃકરણ સર્વ પાપાદિ મલોથી વિશુદ્ધ થશે; અને તે જ્ઞાનદ્વારા અખંડ મોક્ષ સુખને પામશે. ઇતિ શિવમ્.

**श्रीगुरुकृतोपकारः प्रत्युपकर्त्तुं हि शक्यते केन ।**
**तस्मात्तेषां चरणौ हृदये यावज्जीवमहं वन्दे ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

મુંબાઈ.
તા. ૨૦-૧૧-૨૧.
૩ વાગે.

**અંબાલાલ શંકરભાઇ ઉપાધ્યાય.**
બી. એ. એલ એલ. બી.
વકીલ. હાઈકોર્ટ-**મુંબાઈ.**

## સવૈયા.

**બંધ વિઘાતક બોધ કરે નિત્ય, શુદ્ધસ્વરૂપકો લક્ષ બતાવે,**
**પંચહુ ભેદક છેદક હૈ પુની, કલેશહુ પંચકો મૂલ ગમાવે;**
**ભક્તિહિ જ્ઞાન વિરાગ દૃઢાવત, શીલ સંતોષકી નાવ ચઢાવે,**
**શ્રીગુરૂ જાનકીદાસ સુખપ્રદ, આશકે પાશકો શીઘ્ર નસાવે.**

## દોહરો.

**ચરણ કમલ ગુરૂદેવ તવ, અમલ ગંગ સુખદાઈ;**
**સદા રહો મમ શિરસિદૃહિ, અવર હિ માગહુ નાઈ.**

## ॥ आशीर्वचनम् ॥

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ १ ॥**

# श्रीसद्गुरुस्तवः ( आरती )

हरिः ॐ ।

जय सद्गुरुवर पावन जय करुणासिन्धो ।
स्वामिन् जय करुणासिन्धो ॥
जय भवभीतिविनाशन–जय भवभीतिविनाशन ।
शरणागतबन्धो ॥ ॐ जय देव जय गुरुदेव ॥१॥

वन्दे परमाऽऽनन्दं शाश्वतमद्वैतं ।
स्वामिन् शाश्वतमद्वैतम् ॥
निर्गुणपूर्णानन्दं–निर्गुणपूर्णानन्दं ।
त्वां सच्चित्सुखदम् ॥ ॐ जय देव जय गुरुदेव ॥२॥

ब्रह्मादिसेव्यं सुपं सर्वात्माऽरूपं ।
स्वामिन् सर्वात्माऽरूपम् ॥
गुणातीतस्वरूपं–गुणातीतस्वरूपं ।
ज्ञानघनं भूपम् ॥ ॐ जय देव जय गुरुदेव ॥३॥

दुस्तरमायातीतं नित्यं शं शीतं ।
स्वामिन् नित्यं शं शीतम् ॥
भीतकामादिशत्रुं–भीतकामादिशत्रुं ।
विजितेन्द्रियवृन्दम् ॥ ॐ जय देव जय गुरुदेव ॥४॥

भवसिन्धुकर्णधारं निगमागमसारं ।
स्वामिन् निगमागमसारम् ॥
द्वन्द्वातीतमपारं–द्वन्द्वातीतमपारं ।
वरदं भवतारम् ॥ ॐ जय देव जय गुरुदेव ॥५॥

पठति स्तवनं भक्त्या दुःखं संसारं ।
स्वामिन् दुःखं संसारम् ॥
स हन्ति लभते श्रेष्ठं–स हन्ति लभते श्रेष्ठं ।
मोक्षपदं सारम् ॥ ॐ जय देव जय गुरुदेव ॥६॥

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीमन्माधवानन्द पूज्यपाद शिष्य चिदानन्दस्वामिना विरचितः श्रीसद्गुरुस्तवः सम्पूर्णः ॥



# श्रीगुरुपञ्चकस्तोत्रम् ॥

हरिःॐ ।

उपजातिवृत्तम् ।

श्रीमत्परं ब्रह्म गुरुं नमामि श्रीमत्परं ब्रह्म गुरुं भजामि ।
श्रीमत्परं ब्रह्म गुरुं वदामि श्रीमत्परं ब्रह्म गुरुं स्मरामि ॥१॥
[illegible]नमथाद्वितीयं शमादियुक्तं च सदाऽऽत्मनिष्ठम् ।
तं सच्चिदानन्दसुरूपमीशं श्रीमत्परं ब्रह्म गुरुं नमामि ॥२॥
संसारदुःखैः परिपीडितेभ्योऽदात्तत्त्वमस्यादिविनिश्चितं यः ।
ज्ञानं जनेभ्यःखलुमुक्तिदं तं श्रीमत्परं ब्रह्म गुरुं भजामि ॥३॥
मुमुक्षुसंसेव्यपदारविन्दं ब्रह्मादिभिर्वन्दित[illegible]म् ।
क्लेशापहारं दहनोरुदीप्तिं श्रीमत्परं ब्रह्म गुरुं वदामि ॥४॥
वेदान्त[illegible]भाविधायिसूर्य्यं किल साक्षिभूतम् ।
विनाशहीनं भवसिन्धुपोतं श्रीमत्परं ब्रह्म गुरुं स्मरामि ॥५॥

अनुष्टुप् छन्दः ।

तीर्थरूपमखण्डाभमज्ञानतिमिरापहम् ।
लोके तत्प्रभावाढयं श्रीगुरुं सततं भजे ॥६॥

द्रुतविलम्बितंवृत्तम् ।

पठति यो गुरुपञ्चकमुत्तमं बहुलभक्तियुतोऽनुशृणोति वा ।
स भवदुःखसमूहमपास्य वै पदमहो लभते परमं पुमान् ॥७॥

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य्य श्रीमन्माधवानन्द पूज्यपाद शिष्य चिदानन्दस्वामिना विरचितं श्रीगुरुपञ्चकंस्तोत्रं संपूर्णम् ॥

---

# *સ્તુતિપદ.

## ( રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે;—એ રાગ. )

ભાવે ગુરૂ જાનકીદાસ ભજીએરે;
જેથી આવાગમન દુઃખ તજીએ. ભાવે ગુરૂ૦ (ટેક)
પ્રભુ પોતે પૂરણ અવતારીરે, બ્રહ્મરૂપ અખંડ અવિકારીરે;
દયા લાવી થયા દેહધારી, ભાવે ગુરૂ૦ ૧.
શરણાગતને સહાય આપીરે, ભવો ભવનાં દે છે દુઃખ કાપીરે;
રાખી પાસે પોતાનો સ્થાપી, ભાવે ગુરૂ૦ ૨.
વેદાંતના વાકયોથી નિત્યેરે. ઉપદેશ ઔષધ પાય પ્રીતેરે;
સમજાવીને સારી રીતે, ભાવે ગુરૂ૦ ૩.
કૃપાવાન કૃપા ઉરધારીરે, ઘણા ભકતોને ભવથી ઉગારીરે;
પૂર્ણપદમાં રાખ્યા નિરધારી, ભાવે ગુરૂ૦ ૪.
કરે દરશન જે શુદ્ધ મનથીરે, ત્રણે તાપ ટળે તેના તનથીરે;
બચી જાય દાવાનળ વનથી, ભાવે ગુરૂ૦ ૫.
જેણે પ્રેમકરી ગુરૂ પૂજ્યારે, તેને ઘટમાં ત્રણે લોક સૂજ્યારે;
તન મનતણા ભડકા બૂઝયા, ભાવે ગુરૂ૦ ૬.
જેણે પ્રીતે ચરણોદક પીધુંરે, ચૌદલોકનું તીરથ કીધુંરે;
થયો નિર્ભય કારજ સીધ્યું, ભાવે ગુરૂ૦ ૭.
ગુરૂ ચૌદ બ્રહ્માંડના ભૂપરે, સચ્ચિદાનંદ શુદ્ધસ્વરૂપરે;
મૂર્ત્તામૂર્ત્તરહિત અનૂપ, ભાવે ગુરૂ૦ ૮.
સત્તારૂપે સર્વમાં અનામરે, અવિનાશી છો આતમરામરે;
દયાસિન્ધુ પૂરણ નિષ્કામ, ભાવે ગુરૂ૦ ૯.
સ્વામી મ્હારે છે આપની આશરે, આવ્યો શરણે ન કરશો નિરાશરે:
ગણી **ભિક્ષુને** ચરણનો દાસ, ભાવે ગુરૂ૦ ૧૦.



*સ્વામીશ્રી ચિદાનંદજી કોટા ( રાજપૂતાના )માં હતા ત્યાં શ્રીસ્વામિજી મહારાજે પત્ર લખેલો, તે પત્રના પ્રત્યુત્તરની સાથે આ સ્તુતિ સ્વામી ચિદાનંદજીએ તા. ૨૨—૭—૧૯ને રોજ મોકલી હતી.

ॐतत्सत् ॥

# श्रीगुरुमहिम्नःस्तोत्रम् ॥

## शिखरणीवृत्तम् ॥

**अधोऽजस्रं पुंसां खलु निपततां विग्रहभृताम् ।**
**प्रतीक्ष्यो नित्यं विश्रुतइह भवाब्धौ भयमये ॥**
**कृणासिन्धुः स्निग्धो जनन[illegible]सदने ।**
**गुरुर्नौकाऽऽलम्बो विषमभवजम्बालतरणिः ॥ १ ॥**

પ્રચુર ભયપ્રદ સંસારસમુદ્રમાં પડેલા દેહધારી જીવોના સમુદ્ધારાર્થે કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરૂજ નૌકારૂપ આલંબન છે; એમ પ્રથમ શ્લોકમાં કહે છે:—

શ્લોકાર્થ:—જન્મમરણરૂપી વડવાનળઅગ્નિના મંદિરરૂપ અને ભયમય એવા આ સંસાર સમુદ્રનેવિષે નિરંતર નીચે પડેલા (ડૂબકાંખાતા) શરીરધારી પુરૂષોને નિશ્ચયપૂર્વક સદા વિષમ-સંસારરૂપ કીચડને સૂકાવવાવાળા સૂર્યસ્વરૂપ, પરમપૂજ્ય, વિખ્યાત, દયાસાગર, ભક્તવત્સલ શ્રીસદ્‌ગુરૂજ નૌકારૂપ આલંબન છે (૧).

હવે બીજા શ્લોકમાં–કામક્રોધાદિ ભયંકર શત્રુઓરૂપ અગ્નિની જ્વાલાઓવડે દગ્ધ થયેલા પ્રાણીઓના ભવભયને દર્શનમાત્રથીજ વિનાશ કરનારી શ્રીસદ્‌ગુરૂની મૂર્ત્તિનો મહિમા વર્ણન કરવાને કોઇપણ સમર્થ નથી; એમ કહે છે:—

**नृणामीक्षामात्रादपि परिहरन्त्या भवभयम् ।**
**शिवायास्ते मूर्त्तेः क इह महिमानं निगदितुम् ॥**
**गुरो कामक्रोधप्रबलतरसञ्जातजटिल-**
**ज्वरज्वालाजालज्वलितवपुषां वाऽपि सबलः ॥ २ ॥**

હે ગુરો! એકવાર દર્શન કરવા માત્રથી પણ જે, કામક્રોધાદિવડે કરીને અતિશય ઉત્પન્ન થયેલો શિખાવાળો જે જ્વર તેની જ્વાલાઓના સમુદાયવડે વિદગ્ધ થયેલાં શરીરોવાળા મનુષ્યોના સંસારસંબંધિ જન્મમરણાદિ ભયાનક દુઃખોને હરણ કરે છે; એવી આપની કલ્યાણરૂપી ( મોક્ષદાતા ) મૂર્ત્તિના માહાત્મ્યને નિશ્ચય કથન કરવાને આ જગત્‌માં કોઈપણ સમર્થ છે? અર્થાત્ આપની કલ્યાણકારી મૂર્ત્તિના મહિમાને પરિપૂર્ણરીતે નિરૂપણ કરવાને આ ત્રિલોકમાં કોઇપણ સમર્થજ નથી. (૨)

હવે ત્રીજાશ્લોકમાં–શ્રીસદ્‌ગુરૂદેવની ચરણરજનો મહિમા વર્ણવે છે:—

**दरिद्राणां दैन्यं दु[illegible]सनहृदाम् ।**
**द्रुतं दूरीकुर्वन्सकृदपि गतो गात्रशिरसि ॥**
**गुरो द्राग[illegible]द्रुमदलनदीक्षागुरुरिह ।**
**तवाङ्घ्रेः पांसुर्वा श्रियमयमपारां दिशतु नः ॥ ३ ॥**

હે ગુરો ! ત્હમારા ચરણકમલની રજ, એકવારપણ શરીરના શિરોભાગ ઉપર પ્રાપ્ત થયે દરિદ્રપુરૂષોની દીનતાને, અને અતિદુષ્ટવાસનાયુક્ત હૃદયવાળા મનુષ્યોના પાપને શીઘ્રજ દૂર કરે છે; તથા અખિલ અવિદ્યાઓરૂપ વૃક્ષોને જલદી છેદન કરવાના ઉપદેશની બોધક છે. એવી આપના ચરણસરોજની ધુળી આલોકમાં અમારા અપાર પ્રેમને નિશ્ચય આપો એવી પ્રાર્થના છે. (૩).

હવે ચોથાશ્લોકમાં–શ્રીગુરૂનું નામ એકવાર સ્મરણકરતાં તેમજ એકવાર ગાન કરતાં હૃદયના પાપતાપને નાશકરી અંતઃકરણ શાંત કરે છે; તે શ્રીગુરૂપદ મ્હારા અંત સમયમાં મ્હારા મુખથી ઉચ્ચરો; એમ કહે છે:—

**स्मृत सद्यः स्वान्तं विरचयति शान्तं सकृदपि ।**
**प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ॥**
**इदं कर्णप्रेयं गुरुरिति शिवं मञ्जुलपदम् ।**
**मम प्राणान्तस्त्वद्वदनकमलान्तर्विलसतु ॥ ४ ॥**

હે પ્રભો ! જે એકવાર પણ સ્મરણ કરે સતે અંતઃકરણને શાંત–દ્વેષલોભાદિરહિત–જિતેન્દ્રિય–કરી દે છે. તથા જે એકવારપણ પ્રકર્ષેણ ઉચ્ચારણ કરેસતે પાપને અને સંસારના જન્મમરણાદિ તથા આધ્યાત્મિકાદિ સંતાપને ઝટ હરણ કરે છે. એવું આ શ્રવણ કરવામાં મનોરંજક અને કલ્યાણસ્વરૂપ "ગુરૂ" એ પ્રકારનું સુંદરપદ છે; તે મ્હારા પ્રાણના ઉત્ક્રમણ સમયે વદનકમલમધ્યે શોભો. તાત્પર્ય કે:–મ્હારાપ્રાણોત્ક્રમણ સમયે મ્હારા મુખથી હે સચ્ચિદાનંદગુરો ! હે સદ્ગુરો ! હે પ્રભો ! એ પ્રકારે શ્રીસદ્ગુરૂપરમાત્માનું નામ ઉચ્ચારણ થાઓ. લેશમાત્રપણ વાત પિત્ત કફાદિવડે કંઠ અવરોધન નહિ થાઓ. (૪)

હવે પાંચમાશ્લોકમાં–હે ગુરો ! ત્હમારો આશ્રય કરી આપને ભરોંસે અભિમાન કરી સર્વે દેવતાઓને મેં તુચ્છ જાણ્યા છે. હવે આપ જો મ્હારો ઉદ્ધાર કરવામાં ઉપરામ થશો, તો પછી હું કોના આગળ મ્હારૂં દુઃખ રોઇશ ? એમ પ્રશ્ન કરી કહે છે:—

**तवाऽऽलम्बादेव स्फुरदलघुगर्वेण सहसा ।**
**मया सर्वेऽवज्ञासरणिमथ नीताः सुरगणाः ॥**
**इदानीमौदास्यं भजसि यदि हा देशिक तदा ।**
**निराधारोऽहं रोदिमि कथय केषामिह पुरः ॥ ५ ॥**

હે દેશિક ( હે ગુરો ) ! ત્હમારા આશ્રયથીજ મ્હારા અંતઃકરણમાં સ્ફુરાયમાન થયેલા મહાભારી અહંકાર વડે મેં વિચાર કર્યા વિના સર્વે દેવતા ગણો અવજ્ઞા માર્ગપ્રત્યે પ્રાપ્ત કર્યા; તાત્પર્ય કે:–મેં આપ સમર્થનો આશ્રય કર્યો જેથી મ્હારા હૃદયમાં અતિશય ગર્વ થયો કે:–"મેં મહાસમર્થ સદ્ગુરૂનું શરણ લીધું છે; હવે મ્હારે અન્ય કોઇના શરણનું કામજ નથી. હું સદા નિર્ભય છું; મ્હારૂં રક્ષણ કરવાવાળા સમર્થ સદ્ગુરૂ પરમાત્મા મ્હારે માથે શોભે છે, અને તેમણે કૃપા કરી મ્હારા મસ્તકપર હાથ મૂકેલો છે જેથી મ્હારે કિંચિન્માત્ર ભય નથી; માટે મ્હારે હવે બીજા કોઇના આશ્રયનું પ્રયોજન નથી." આવા અભિમાનથી મેં સર્વે દેવતાઓના શરણનો પરિત્યાગ કર્યો; અર્થાત્ જેમ સૂર્યના પ્રકાશ

આગળ આગિયાનો પ્રકાશ તુચ્છ છે, તેમ તે દેવોને શ્રીગુરૂના સામર્થ્ય આગળ તુચ્છ જાણી, તે દેવો શ્રીસદ્દગુરૂ સમાન અવિમુક્ત પદ આપવાને અસમર્થ છે એમ નિશ્ચય કરી તેમનો અનાદર-તિરસ્કાર-કર્યો. હે નાથ! હવે આ મ્હારા ઉદ્ધાર સમયે જો આપ ઉદાસીનતા (ઉદ્ધારાનુકૂળ વ્યાપાર શૂન્યતા) ને અંગીકાર કરશો, અર્થાત્ મ્હારો ઉદ્ધાર નહીં કરો, તો મહાભારી ખેદની વાત છે કે:-અપમાન કરવાથી દેવોએ મ્હારો પરિત્યાગ કરેલો છે; હવે આપ પણ જો ઉદાસીન થાઓ, તો પછી ઉભયત: આશ્રય રહિત નિરાધાર થયેલો હું આ જગતમાં કોની આગળ મ્હારૂં દુ:ખ રૂદન કરૂં? તે આપ કહો; ભાવાર્થ કે: મ્હારી શી ગતિ? તે આપ કથન કરો. પ્રાર્થના કે:-શરણાગતનું આપ રક્ષણ કરો, અને અનુગ્રહ કરી મ્હને અવિમુક્ત પદ આપો; હે પ્રભો? મ્હારો પરિત્યાગ ન કરો. (૫)

હવે છઠ્ઠા શ્લોકમાં-સમુદ્ર પર્યન્તના પ્રચુર રાજ્યસુખને તૃણવત્ તુચ્છ જાણી, તેનો પરિત્યાગ કરી શ્રીગુરૂના ચરણકમલમાં નિવાસ કરી શ્રીગુરૂના ચરણામૃતનું પાન કરતાં ઉદ્દભવેલો જે આનંદ, તે આનંદ પોતાનાથી અલ્પસુખવાળા નિર્વાણપદનું હાસ્ય કરે છે, એમ કહે છે:-

**गुरो स्फारं राज्यं तृणमिव परित्यज्य सहसा।**
**स्वरूपे मग्नानामनघ तव पादाश्रितवताम् ॥**
**सुधातः स्वादीयस्तव चरणतोयं च पिबतां।**
**जनानामानन्दः परिहसति निर्वाणपदवीम् ॥ ६ ॥**

હે નિષ્પાપ ગુરો! મહાસમુદ્રપર્યન્તની પૃથ્વીના પ્રચુરરાજ્યને તૃણસમાન તુચ્છ જાણી સહસાપરિત્યાગ કરી ત્હમારા ચરણકમલનો આશ્રય કરવાવાળા અર્થાત્ ત્હમારા પાદસરોજનું સેવન કરવાવાળા, અને આપના અનુગ્રહથી નિજાત્મસ્વરૂપમાં નિમગ્ન થયેલા, તથા અમૃતથી પણ અતિશય સ્વાદીષ્ટ આપના ચરણકમલના જળને પાન કરવાવાળા, ઉત્તમ ભક્તજનોનો આનંદ, તે કૈવલ્ય (મોક્ષ) પદવીને ઉપહાસ કરે છે. તાત્પર્ય કે:- ઉત્કૃષ્ટ રાજ્યાદિ વૈભવનો પરિત્યાગ કરી શ્રીગુરૂના ચરણોનું સેવન કરતાં અને અમૃતથી પણ અતિશય સ્વાદીષ્ટ એવા આપના ચરણામૃતનું પાન કરતાં આપનાજ કૃપાપ્રસાદથી જીવન્મુક્ત પુરૂષોને પ્રાપ્ત થયેલો જે આનંદ, તે અતિ ઉત્કૃષ્ટ અને અવાચ્ય હોવાથી મુક્તિના સુખને ન્યૂન સમજી હાંસી કરે છે; અર્થાત્ એવું કહે છે કે:-શ્રી સદ્દગુરૂ પરમાત્માના ચરણકમલોનું સેવન કરતાં કરતાં તેઓશ્રીના અનુગ્રહથી ઉત્પન્ન થયેલો જે આનંદ, તેની આગળ મોક્ષસુખ કોણ માત્ર છે? અતિ અલ્પ છે. (૬)

હવે સાતમા શ્લોકમાં-કદાચ શ્રી સદ્દગુરૂ એમ પૂછે કે:સર્વોત્કૃષ્ટ વેદાદિ અગોચર પરંબ્રહ્મનો પરિત્યાગ કરી સ્વાભિમત ફળની પ્રાપ્તિને અર્થે મ્હારી શા માટે સ્તુતિ કરે છે? તો પ્રત્યુત્તર કે: વેદાદિ અગોચર એવા જે પરંબ્રહ્મ તે આપજ છો; આપ માયિક વસ્તુ નથી, માટેજ આપની સ્તુતિ કરૂં છું; એમ કહે છે:-

**न यत्साक्षाद्वेदैरपि कमलपत्राक्ष मनितम्।**
**न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः॥**
**निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो।**
**गुरो तद्यत्तत्त्वं त्वमसि विमलं वागविषयः॥ ७ ॥**

(कं ब्रह्मसुखं स्वरूपानन्दस्तमलति प्रकाशयतीति कमलमात्म ानं,–यत्तदेव पतनात्त्रायत इति पत्रं, कमलं च तत्पत्रं च कमलपत्रं तेनाक्ष्यते–प्राप्यत इति कमलपत्राक्षस्तत्सम्बोधनं हे कमलपत्राक्ष ज्ञानैकगम्य–परमात्मन् ! ) હે જ્ઞાનૈકગમ્ય પરમાત્મન્ ! જે બ્રહ્મને વેદોએ પણ પ્રત્યક્ષ નિશ્ચિત ખુલાસાથી–ઇદમાકારે–નથી કથન કર્યું; અર્થાત શ્રુતિઓ પણ જેને ઇયત્તાવડે નિશ્ચય નથી કહ્યા કે પરમાત્મા આવા છે. તથા જે બ્રહ્મને વિષે વ્યાસાદિ જીવોના મનવાણીનો વ્યાપાર પ્રસરણશીલ નથી; અર્થાત્ જે બ્રહ્મ ચિત્તવડે ચિંતવન કરાય નહી, તથા વાણી વડે કથન કરી શકાય નહીં એવું છે. તથા જે બ્રહ્મ અવયવ રહિત નિરાકાર છે, અને ઉત્પત્તિ નાશાદિ વિકારથી રહિત છે; તથા જેણે સ્વમાહાત્મ્યવડે અંધકાર નાશ કર્યો છે, અર્થાત્ જે સ્વયંપ્રકાશ છે: એવું જે માયામલરહિત બ્રહ્મતત્વ છે, તે આત્મતત્વ, હે ગુરો ! વાણીમનાદિકના અવિષયભૂત એવા તમે છો. (૭)

હવે આઠમા શ્લોકમાં–સર્વ લોકોને બરાબર રીતે અલભ્ય બ્રહ્મ પદ દેવાવાળા આપ કોઇની તુલ્ય કહેવાને લાયક નથી; એમ કહે છે.

**महादानैर्ध्यानैरयि [illegible] च य–**
**न्न लभ्यं घोराभिर्गुरुवर तपो [illegible]भिरपि ॥**
**अचिन्त्यं [illegible] पदमखिल[illegible] णतया ।**
**प्रदाता केनासि त्वमिह शिव तुल्यः कथय नः ॥ ८ ॥**

હે કલ્યાણ સ્વરૂપ શ્રેષ્ટ ગુરો ! જે બ્રહ્મપદ, પૃથ્વી ગજ અશ્વ સુવર્ણ તુલાદિરૂપ મહાદાનોવડે, તેમ એકાગ્રચિતથી ધ્યાન કર્યા વડે, અને અનેક પ્રકારના યજ્ઞોએ કરીને પણ તથા પરમકષ્ટ સાધ્ય તપોના સમૂહ વડે પણ સંપ્રાપ્ત થતું નથી; તે અચિન્ત્ય (મનવાણીના અવિષયભૂત) બ્રહ્મપદ સર્વલોકોને સાધારણપણાથી (ન્યૂનાધિકયરહિત પણાથી) દેવાવાળા તમે આ સંસારમાં કોની સાથે તુલ્ય છો ? તે અમારા પ્રત્યે કથન કરો. અર્થાત્ કોઇની સાથે આપની તુલ્યતા થઈ શકે તેમ નથી; કેમકે આપની સમાન આ ત્રિલોકમાં કોઇ છેજ નહીં; આપજ સર્વોત્કૃષ્ટ છો. (૮)

હવે નવમા શ્લોકમાં–સર્વલોકોનું સંરક્ષણ કરવામાં સમર્થ ઔષધ તમેજ છો; એમ કહે છે:—

**ग्र[illegible]ग्रस्तानस्ताखिलदुरितनिस्तारसरणी[illegible] ।**
**निलिम्पैर्नि[illegible]क्तानपि च निरयान्तर्निपत[illegible]ो ॥**
**जडानन्धान्पङ्गून्प्र[illegible]तिबधिरा[illegible]क्तिविकला[illegible] ।**
**नरान्स्वामिंस्त्रातुं त्वमि[illegible] परमं [illegible] ॥ ९ ॥**

હે સ્વામિન્ ! આ કલિયુગમાં આદિત્ય ચંદ્ર મંગળાદિ નવગ્રહોવડેકરીને પીડિત; અને નિખિલ પાપોની નિવૃત્તિનો માર્ગ (પ્રાયશ્ચિત્તાદિ આચરણ માર્ગ) અસ્ત થયેલો છે (અવિદ્યમાન છે) જેનો એવા, અર્થાત્ પાપાદિકની બાહુલ્યતાથી તેની નિવૃત્તિનો કોઇપણ ઉપાય વિદ્યમાન નથી એવા; તેમ દેવોએ પણ પોતાનાથી પરિરક્ષણ નહિ થવાથી પરિત્યાગ કરેલો છે જેનો એવા, નિરંતર નરક મધ્યે પડેલા જીવોનું, તથા અજ્ઞાની, આંધળા,

પાંગળા, સ્વભાવથી ( જન્મથી ) બધિર, અને મૂંગા એવા સમસ્ત મનુષ્યોનું સંરક્ષણ કરવાનેજ અર્થે તમેજ ઉત્કૃષ્ટ ઔષધ છો. "જ્યારે તમે સર્વેનું ઔષધ છો, ત્યારે તો સર્વની અંતર્ગત એવો જે હું તેના ( મ્હારા ) પણ ઔષધરૂપ થશોજ; એ નિઃસંદેહ છે." (૯)

હવે દશમા શ્લોકમાં-થોડા પાપવાળા પાપિઓના પાપને દૂર કરવાને અર્થે ગંગા, નર્મદા, ગોદાવરી આદિ બહુત તીર્થાદિક છે. પણ અત્યન્ત અશુદ્ધ એવા કે જેના પાપાદિકની વિશુદ્ધિ કરવાને કોઇપણ પ્રાયશ્ચિત્તજ નથી; એવા દૂષિતોના દોષને હરણ કરવાને અર્થે તો ત્હમારા સરખા તમેજ વિદ્યમાન્ છો; એમ કહે છેઃ-

**कृतक्षुद्रैनस्कानथ झटिति सन्तप्तमनसः ।**
**समुद्धर्त्तुं सन्ति त्रिभुवनतले तीर्थनिवहाः ॥**
**नरान्प्रायश्चित्तप्रसरणपथातीतचरितान् ।**
**समुद्धर्त्तुं स्वामिस्त्वमिव तदपि त्वं विजयसे ॥ १० ॥**

હે સ્વામિન્ ! ક્ષુદ્ર ( અલ્પ ) પાપ કરવાવાળા, અને પાપાચરણ કર્યા પછી તુરતજ પશ્ચાતાપ કરવાવાળા જે પાપી જીવો છે: તેમનો સમુદ્ધાર કરવાને અર્થે ( તેમના પાપોને દૂર કરવાને અર્થે ) ત્રૈલોકયમાં ગંગા, નર્મદા ગોદાવરી, કૃષ્ણાદિ તીર્થોનો સમુદાય વિદ્યમાન્ છે. તથાપિ હે ગુરો ! પ્રાયશ્ચિત્ત ( પાપકર્મોને દૂર કરવાના ઉપાય ) ના આચરણની વાટને અતિક્રમણ કરી ગયાં છે ચરિત્ર જેમનાં, અર્થાત્ બુદ્ધિપૂર્વક મહાપાપાચરણ કરવાથી જેમના પાપોની નિવૃત્તિનો કોઇપણ ઉપાયજ નથી એવા મહાપાપી મનુષ્યોને પાપોથી દૂર કરવાને વાસ્તે ત્હમારા સરખા તમેજ સર્વોત્કૃષ્ટ પણે વર્તો છો * (૧૦)

હવે અગીઆરમા શ્લોકમાં-દેવાદિકથી પણ જેનું રક્ષણ ન થાય તેનું સંરક્ષણ કરવાવાળા તમો છો; માટે હે ગુરો ! અમારાં જન્મમરણાદિ સંતાપને આપ નાશ કરો; એમ પ્રાર્થના કરે છેઃ-

**यदा रुष्टे रुद्रे सपदि सततं रक्षति गुरुः ।**
**गुरौ रोषे लोके भवति शरणं रुद्र इह नो ॥**
**गुरो शस्तः संसारजलधितरिर्मंक्षु कृपया ।**
**भवन्प्रासह्यं नो जनिमरणदुःखं जरयतु ॥ ११ ॥**

જે કાળમાં સંસારસંહારક રૂદ્ર કોપાયમાન થાય, તો તે સમયે તત્કાલ નિરંતર શ્રીસદ્‌ગુરૂદેવ સંરક્ષણ કરે છે; પરંતુ આ લોકમાં શ્રીગુરૂનો રોષ થયે સતે રૂદ્રાદિક દેવતાપણ શરણરૂપ થતા નથી; અર્થાત્ શ્રીગુરૂ રૂષ્ટ થયે સતે રૂદ્ર વિષ્ણુઆદિ દેવતાપણ સંરક્ષણ કરવા સમર્થ થતા નથી. માટે હે ગુરો ! સંસારસમુદ્રના નૌકારૂપ અને કલ્યાણસ્વરૂપ એવા આપ કૃપાકરીને અમારાં પ્રકર્ષેણ અસહ્ય એવાં જન્મમરણાદિ દુઃખને શીઘ્ર નાશ કરો. (૧૧)

હવે બારમા શ્લોકમાં—મહાપાપીઓ પણ તમ્હારૂં સ્મરણ કરવાવડે પાપથી વિમુક્ત થઇ ઉત્તમપદને પામે છે; એમ કહે છેઃ—

---

* अत्रोपमानोपमेयत्वं गुरोरेव । तत्फलं तु अन्यस्त्वत्सदृशो नास्तीति अत एवात्रानन्वयालंकारः॥ तदुक्तम् । "उपमानोपमेयत्वं यदेकस्यैववस्तुनः । इन्दुरिन्दुरिव श्रीमानित्यादौ तदनन्वयः" इति ॥

**अपि घ्नन्तो विप्रानविरतमुशन्तो गुरुसतीः ।**
**पिबन्तो मैरेयं पुनरपि हरन्तश्च कनकम् ॥**
**भवन्तं संस्मृत्वा निखिलसुरसंभावितपदाः ।**
**गुरो क्रीडन्त्यन्ते सततमचले चात्मनि पदे ॥ १२ ॥**

નિરંતર બ્રાહ્મણોને પણ હનન કરવાવાળા, અને નિત્ય બ્રહ્મવિદ્ બ્રાહ્મણોની *પતિવ્રતા-સ્ત્રીઓને ભોગવવાની ઇચ્છા કરવાવાળા, તથા મદિરાપાન કરવાળા, તેમ સુવર્ણની ચોરીપણ કરવાળા એવા મહાપાપીઓ પણ હે ગુરો ! આપના સપ્રેમશ્રદ્ધાભક્તિપૂર્વક સ્મરણસેવનાદિવડે કરીને અંતે (નિષ્પાપ થવાથી) નિખિલ દેવોએ પૂજિત છે ચરણ જેમના એવા થકા, અથવા સમસ્ત દેવોનું પ્રાપ્ત જે પદ તે પદ સંપ્રાપ્ત કરેલું છે જેમણે એવા થકા, તેઓ નિરંતર અચળ નિજાત્મપદવિષે ક્રીડા કરે છે. તાત્પર્ય કેઃ-આપના સ્મરણ સેવન ધ્યાનાદિકના અભ્યાસથી મહાપાપીઓ પણ પોતાના પાપથી નિર્મુકત થઇ બ્રહ્માનંદ સુખનો અનુભવ કરે છે. (૧૨).

હવે તેરમા શ્લોકમાં-શ્રીગુરૂની અને કાશી, ગંગા, વિશ્વનાથાદિકની સમાનતા દર્શાવે છેઃ-

**सदा काशीक्षेत्रस्थितिरपि गुरोः पादकमले ।**
**निवासो यत्तस्मै गुरुचरणनीरं सुरधुनी ॥**
**गुरुः काशीविश्वेश्वर इह ममानुग्रहकरः ।**
**गुरोर्वाक्यं मंत्रो भवति भवरत्नाकरतरिः ॥ १३ ॥**

શ્રીસદ્ગુરૂદેવના ચરણ કમલમાં જે નિવાસ કરવો, તેજ શ્રીકાશીક્ષેત્રમાં સદા સ્થિતિ જાણવી; અને શ્રીસદ્ગુરૂનાથના ચરણકમલનું જે જળ, તેજ દેવનદી (ગંગાજી) જાણવી; તથા આલોકમાં મ્હારા ઉપરૂ અનુગ્રહ કરવાવાળા શ્રીસદ્ગુરૂ પરમાત્મદેવ, તેજ શ્રીકાશીવિશ્વનાથ છે; અને શ્રીસદ્ગુરૂના મુખારવિન્દથી ઉદ્ભવેલું જે વાકય તેજ સંસારસમુદ્રમાંથી તરવાને માટે નૌકારૂપ મંત્ર છે તાત્પર્ય કેઃ-શ્રીકાશીક્ષેત્રમાં નિવાસ કરવાથી જે ફળ સંપ્રાપ્ત થાય છે, તેજ અવિમુકતફળ શ્રીસદ્ગુરૂદેવના ચરણકમલોમાં નિવાસ કરવાથી લબ્ધ થાય છે; તથા શ્રીગંગાજીનાં જળ સ્નાનપાન કરવાથી જેમ જ્ઞાનનાં પ્રતિબંધકરૂપ પાપોને નાશ કરે છે, અને ચિત્તની વિશુદ્ધિપૂર્વક જ્ઞાનદ્વારા મુકિત આપે છે, તેજફળ શ્રીસદ્ગુરૂના ચરણામૃતના પાનાદિક સેવનથી ઉપલબ્ધ છે. શ્રીકાશીક્ષેત્રમાં શ્રીકાશીનિવાસી જીવો ઉપર અનુગ્રહ કરવાવાળા જે શ્રીવિશ્વનાથ છે, તેજ શ્રીસદ્ગુરૂદેવ છેઃ તેથી જેમ શ્રીકાશીક્ષેત્રમાં શ્રીવિશ્વનાથ તારકમંત્ર આપે છે, તેમ તેજ વિશ્વનાથરૂપ શ્રીસદ્ગુરૂ પરમાત્માજ આ જગતમાં તારકમંત્ર આપી જન્મ-મરણાદિ દુઃખોયુકત સંસારસમુદ્રમાં બૂડતા સંસારીજીવોને દુઃખથી નિર્મુકતકરી અવિમુક્ત પદ આપે છે (૧૩)

હવે ચૌદમા શ્લોકમાં-ધ્યાન પૂજનાદિક કરવાની વસ્તુ પ્રશ્નોત્તરથી બતાવે છેઃ-

**गुरोर्मूर्तिर्नूनं प्रचुरविचिकित्साविचलितैः ।**
**कला ज्ञाताऽप्रज्ञैरपि न हि यदेकाऽज्ञपुरुषैः ॥**

---

*" वर्णानां ब्राह्मणो गुरुः " इति हतोः बृहस्पतिव्यासवसिष्ठभारद्वाजात्रियाज्ञवल्क्यादि ब्रह्मविन्महर्षीणां तत्सदृशानां सांप्रतं ब्राह्मणानां च पतिव्रतधर्मयुतस्त्रियः ॥

**अहो का ध्याना.ी जग ति जनपूज्यं ग़ारि तं ।**
**गुरोः पादौ मुक्तिर्भवति किल तच्चद्गुरुकृपा ॥ १४ ॥**

અલભ્ય અને અનિર્વચનીય લાભ આપનાર હોવાથી અહો ! ઇતિ આશ્ચર્ય ! ધ્યાન કરવાને યોગ્ય આ સંસારમાં કોણ વસ્તુ છે?

અતિશય સંશયોવડે ચલાયમાન થયેલું છે ચિત્તજેમનું એવા શ્રદ્ધાહીન અજ્ઞાની જીવોએ, જેની એક કલા (સોળમો ભાગ) પણ નથી જાણી એવી જે શ્રીસદ્ગુરૂદેવની મૂર્ત્તિ છે, તેજ નિશ્ચય ધ્યાન કરવાને યોગ્ય છે.

આ સંસારમાં નિરંતર મનુષ્યોને પૂજ્ય શી વસ્તુ છે?

શ્રીસદ્ગુરૂનાથનાં ચરણકમલો આ સંસારમાં પ્રાણી માત્રને પૂજન કરવાને યોગ્ય છે.

આ જગત્માં મોક્ષ શાવડે થાય છે?

શ્રીસદ્ગુરૂદેવની જે કૃપા તેજ મુકિત છે. અર્થાત્ શ્રીસદ્ગુરૂદેવના અનુગ્રહથી જ્ઞાન સંપાદન કરી મુકિત મેળવાય છે; કેમકે શ્રીસદ્ગુરૂ પરમાત્માની કૃપાવિના અપરોક્ષ જ્ઞાન સંપાદન કરી શકાતુંજ નથી. (૧૪)

હવે પંદરમા શ્લોકમાં–કલિયુગના વિષયાન્ધ ગુરૂઓના ગુણો પ્રકટ કરી ભકતજનોના અધ્યાત્માદિતાપોને શમાવનાર શ્રીસદ્ગુરૂદેવનું દુર્લભપણું દર્શાવે છેઃ—

**अहंताकामक्रोधमदनाविदग्धाश्च गुरवः ।**
**असंख्याः संसारेऽ[illegible]धर्मव्रजग ुताः ॥**
**भवाटव्यां गत्वा शरणजन[illegible]ः ।**
**बतैको दुर्लभ्यः शरणजनहृत्तापशमकः ॥ १५ ॥**

હું બ્રાહ્મણ છું, હું વિદ્વાન છું, હું ઉત્તમ કુળવાન છું, હું પૂજ્યઆશ્રમવાળો છું, હું આચાર્ય છું, અને હું સર્વગુણસમ્પન્ન છું; જેથી સર્વપ્રાણી માત્રને હું પૂજનીય છું; આ પ્રકારની જે અહંતા, અને સાંસારિક અનેક પદાર્થોની ઇચ્છા (મનોરથ કામના), તથા ક્રોધ અને કામદેવાદિ અનેકદુર્ગુણોવડે વિશેષે કરીને સંદગ્ધ થયેલા, તેમજ નવીન નવીન ધર્મોના સમુદાય પ્રવર્ત્તકરવામાં જોડાયલા એવા અસંખ્ય ગુરૂઓ (નામ માત્રના ગુરૂઓ) આ સંસારમાં વિદ્યમાન્ છે. તેઓ સંસારરૂપ વનવિષે વિચરતા થકા શરણે આવેલા જનોના ધનાદિકને હરણ કરે છે; અર્થાત્ શરણાગતના શ્રેયસંબંધી કોઇપણ વિચાર કરતા નથી, અને ભકતજનોના ધનાદિકને પોતે ભોગવે છે; માટે તેઓને ધુતારા–ખલ–જાણવા. આવા ગુરૂઓ શ્રવણમાત્રથીજ ખેદકારક થાય તેમ છે, પરંતુ આશ્ચર્ય પૂર્વક સંતોષ એટલોજ છે કેઃ–શરણાગત ભકતોના હૃદયમાં રહેલા આધ્યાત્મિકા તાપોને નાશ કરવાવાળા અને મહાકષ્ટથી સંપાદન કરવાને યોગ્ય એવા એક વિરલા શ્રીસદ્ગુરૂ જગતમાં છે. તાત્પર્ય કેઃ–શ્રોત્રિય બ્રહ્મવેત્તા ઉત્તમ કુળમાં જન્મેલા અને દુર્લભ્ય એવા એક કૃપાસાગર પ્રકટપ્રભુ શ્રીસદ્ગુરૂ જગતમાં વિદ્યમાન્ છે, માટે તેમને શરણે જઇ સેવનાદિ ભકિતવડે તેઓશ્રીનો અનુગ્રહ સંપાદન કરી, આત્મજ્ઞાન અનુભવવાનો અવસર મળે તેમ છે; એજ અંતઃકરણમાં સંતોષ માનવાનું છે. માટે મુમુક્ષુ ભકતજનોએ ભકતવત્સલ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્ગુરૂ પરમાત્માનો સેવનાદિ ભકિતવડે અનુગ્રહ મેળવી, આત્મજ્ઞાન સંપાદન કરવા પ્રયત્ન કરવો જોઇએ; જેથી આધ્યાત્મિકા દુઃખોની તેમજ સંસારનાં જન્મમરણાદિ દુઃખોની નિવૃત્તિ પૂર્વક નિરતિશય પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થાય. (૧૫)

હવે સોળમા શ્લોકમાં-કેટલાએક લોક પરોપકાર કરે છે, અને કેટલાએક પરલોકના સાધન સંપાદન કરવા પ્રયત્ન કરે છે; પરંતુ હું તો આલોક પરલોકને શ્રીગુરૂપરમાત્માવિષે રજ્જુસર્પવત્ વિવર્ત્તરૂપ સમજી સુખપૂર્વક શયન કરી રહ્યો છું; એમ કહે છે:—

**कियन्तः सन्त्येके नियतमिह लोकार्थघटकाः ।**
**तथा पुण्यात्मानः कति च सुरलोकगमनिनः ॥**
**कृपातः शेतेऽहं तव निजसुखं वाऽयमनिशं ।**
**गुरो ज्ञात्वा लोकं त्वयि खलु विवर्तं ह्यगणितम् ॥ १६ ॥**

આ લોકમાં કેટલાએક સાધારણ મનુષ્યો નિયમપૂર્વક પરોપકારને વાસ્તે લોકોનાં કાર્ય સિદ્ધ કરવાવાળા છે; તથા કેટલાએક પુણ્યાત્માઓ દેવલોકપ્રત્યે ગમન કરવાવાળા છે. તથાપિ હે ગુરો! આ હું તો તમારી પૂર્ણ કૃપાથી અગણિત-સમસ્ત-લોકને તમારે વિષે રજ્જુમાં સર્પની પેઠે નિઃસંદેહ વિવર્ત્તરૂપે જાણીને નિરંતર સ્વાત્મસુખ જે પ્રકારે થાય તે પ્રકારેજ શયન કરી રહ્યો છું. ખલુ શબ્દ વાક્યાલંકારને વાસ્તે છે (૧૬)

કદાચ સોળમા શ્લોકથી શંકા થાય કે: તું સુખપૂર્વક સૂઈ રહ્યો છું તો ત્હારી શી ગતિ? તો હવે સત્તરમા શ્લોકથી કહે છે કે:-સંસારરૂપ રોગગ્રસ્ત આ બાળક આપને શરણે આવ્યું છે; હવે આપ આપના મહિમાનુસાર આપને યોગ્ય લાગે તેમ કરો; એમ કહે છે:—

**सुधासिन्धुं तृष्णाऽऽकुलितहृदयो ब्रह्मगतिदं ।**
**पदासक्तानां ते विगलितगतिः सिद्धभिषजम् ॥**
**महाबाहो श्रीलं गदविगलितस्त्वामहमयम् ।**
**शिशुः सम्प्राप्तः स्वामिनमिह विदध्याः समुचितम् ॥१७॥**

હે મહાબાહો! તમારા ચરણ કમલમાં પ્રીતિ કરવાવાળા ભકતજનોને બ્રહ્મગતિના આપવાવાળા, અને અમૃતના સિંધુસમાન, સિદ્ધવૈદ્યરૂપ, બ્રહ્મવિદ્યાદિરૂપ લક્ષ્મીવાન્ તથા પ્રભુ એવા જે તમો છો; તે તમારા પ્રતિ, તૃષ્ણાવડે આકુલવ્યાકુળ હૃદયવાળો, અને પાપની બાહુલ્યતાથી નષ્ટ થઇ છે પુણ્યલોક સંબંધિની ગતિ જેની એવો, તથા સંસારના જન્મ જરામરણાદિ રોગવડે વિશેષ કરીને જર્જરિભૂત થયેલો એવો આ હું નાનોબાળ (અજ્ઞાની) પ્રાપ્ત થયો છું; હવે આ મ્હારા સંબધમાં આપને જે સમ્યક્ ઉચિત હોય તે આપ કરો. ભાવાર્થ કે: આપ શરણાગત બાળકનો કદાપિ પરિત્યાગ ન કરો; કેમકે આપ શરણાગત રક્ષક છો, માટે આપ આપના મહિમાનું પાલન કરી સદા મ્હારૂં સંરક્ષણ કરો. (૧૭)

હવે અઢારમા શ્લોકમાં—હે ગુરો! ભકતોના હિતેચ્છુ કલ્પવૃક્ષસમાન તમો વિદ્યમાન્ છો, તો પછી બ્રહ્માદિ દેવોની પાસેથી કોઇપણ વસ્તુની હું શામાટે યાચના કરૂં? અર્થાત્ આપના વિના અન્ય કોઇ દેવાદિક પાસેથી હું કાંઇ ઇચ્છતોજ નથી; એમ કહે છે:—

**हितेच्छुर्भक्तानां त्वमसि यदिकल्पद्रुम इह ।**
**व्रतप्रायश्चित्तैः किमथ च तपोदानयजनैः ॥**
**बहिस्तीर्थस्नानैरजहरिहरेभ्यः किमुत तत् ।**
**गुरो वाञ्छिष्यामीषदपि किमहं वस्तु ह कदा ॥१८॥**

હે સદ્ગુરો યદિ આ સંસારમાં ભક્તોનું હિત ઇચ્છવાવાળા કલ્પદ્રુમ (કલ્પવૃક્ષની નીચે જઈ સંકલ્પ કરીએ તે સિદ્ધથાય છે અર્થાત્ સફળ થાય છે તે) તમો છો! તો પછી અતિશયવ્રત પ્રાયશ્ચિત્તાદિવડે તથા અતિશય તપ દાન યજનવડે તેમજ અતિશય બહારનાં ગંગા નર્મદાદિતીર્થોના સ્નાનવડે શું પ્રયોજન છે? કાંઈ પ્રયોજન નથી, તથા આપ કલ્પદ્રુમ સમાન છો તો પછી બ્રહ્માવિષ્ણુ રૂદ્રાદિક દેવો પાસેથી કોઈકાલમાં કિંચિન્માત્ર વસ્તુને મેળવવા પણ હું કેમ ઇચ્છા કરીશ? નહિજ કરૂં. ભાવાર્થ કેઃ-વ્રત, પ્રાયશ્ચિત, તપ, દાન, યજન, તીર્થાદિક સર્વ આપની અંતર્ગત છે; જેથી હે ગુરો! એક આપનાજ સેવનથી વ્રતાદિ સર્વ પ્રકારનું ફળ સંપાદન થાય છે, તો પછી અતિકષ્ટસાધ્ય તે વ્રત યજનાદિકનું મ્હારે કોઈ પ્રયોજન નથી; તેમજ બ્રહ્માદિક દેવો પાસે હું કાંઇપણ ઇચ્છતો નથી. કારણ કે મ્હારા સર્વ મનોરથ પરિપૂર્ણ કરવાવાળા આપ સમર્થ સદ્ગુરૂ મ્હને ઉપલબ્ધ છો; જેથી હું અન્ય સર્વ પ્રપંચથી ઉપરામ થયેલો છું. (૧૮)

હવે ઓગણીશમા શ્લોકમાં-મ્હારા અનેક દુર્ગુણોને વારંવાર શ્રવણ કરતાં છતાં હે ગુરો! આપ કૃપાળુ વિના અન્ય કોણ એવો છે કે એક ક્ષણ માત્ર પણ મ્હારૂં મુખ અવલોકન કરે? અર્થાત્ કોઇપણ ન જુએ: એમ કહે છેઃ—

**श्ववृत्तिव्यासङ्गो नियतमथ मिथ्याप्रलपनं ।**
**कुतर्केष्वभ्यासो मम तु पुनरेवं गुणगणान् ॥**
**अपि श्रावं श्रावं मम च परपैशुन्यमननम् ।**
**हिरुक् त्वत्को नाम क्षणमपि निरीक्षेत वदनं ॥ १९ ॥**

હે ગુરો! ( **श्ववृत्तिव्यासंगः** ) શ્વાનવૃત્તિની પેઠે એટલે દેશેદેશ અને ગ્રામેગામ તેમજ ઘેર ઘેર ભ્રમણ રૂપ દોડાદોડ કરી અન્નજળ ધનાદિક ઉચ્છિષ્ટ પદાર્થોના ભક્ષણ ગ્રહણ કરવા રૂપ આચરણનો ઉદ્યોગ; વળી નિયમપૂર્વક નિરંતર અસત્ય-અનર્થક ભાષણ; તથા નિરંતર કુતર્કો વિષે અભ્યાસ; અથવા કુત્સિત-પરસ્ત્રી પરગૃહ પરધનહરણાદિકમાં સંબંધિ-તર્કોવિષે અભ્યાસ; કિંવા સાક્ષાત્ બ્રહ્મવિદ્યાના અપ્રતિપાદકતાવડે તેમજ વેદાંતિઓને જિતવાની ઇચ્છાવડેયુક્ત કુત્સિતતર્કો-નામ તર્કશાસ્ત્રના ગ્રંથો-તેને વિષે અભ્યાસ; તથા નિરંતર બીજાઓની ચુગલી-ચાડીઓ કરવાનું ચિંતન; એવા એવા મ્હારા દુર્ગુણોના સમૂહને વારંવાર શ્રવણ કરતા છતાપણ ત્હમારા વિના બીજા કોની સંભાવના કરવા યોગ્ય છે કે તે એક ક્ષણમાત્ર પણ મ્હારા મુખને દેખે? ત્હમારા વિના અન્ય કોઇપણ મ્હારા દુર્ગુણયુક્ત મુખનું અવલોકન કરે તેમ નથી. ત્હમેજ દયાળુ હોવાથી દાસના દોષ નહિ જોતાં મ્હને દૃષ્ટિગોચર કરો છો. (૧૯)

હવે વીશમા શ્લોકમાં-સદા ત્હમારા ઉપર કુશળ ચિંતાનો ભાર રાખનાર ( ત્હમે મ્હારૂં કુશળ કરવામાં સદા ચિંતા રાખવાવાળા છો એટલે મ્હારૂં કુશળ કરશોજ! એવું નિઃશક માનવાવાળા ) મ્હને આ વિષમ સંસારમાં જો ત્યાગ કરશો તો આજથી લેઈને ત્રણલોકમાં તમારો કોઇપણ વિશ્વાસ કરશે નહિં, અને તમારી કૃપાળુતા પણ નિરાધાર થઇ જશે; એમ ભયરૂપ વચનો પ્રદર્શિત કરી કહે છેઃ-( અહીં ઇષ્ટ દેવમાં અત્યંત સ્નેહ ઉદ્ભવવાથી સખાભાવથી ભયરૂપ વચનો શ્રીગુરૂદેવ પ્રત્યે પ્રદર્શાવેલાં છે. ):-

**सदैव त्वय्येवार्पितकुशलचिन्ताभरो मम । यदि त्वं मां स्वामिंस्त्यजसि विषमेऽस्मिञ्जगति ते ॥ तदाऽयं विश्वासो त्रिभुवनतलात् नश्यति । निराधारा चेयं खलु जगति निर्व्याजकरुणा ॥ २० ॥**

હે સ્વામિન્! નિશ્ચય સર્વદાકાલ તમારા ઉપરજ, સર્વ પ્રકારથી કુશળતા થવાની ચિંતાની આધિકયતા સમર્પણ કરવાવાળો, અર્થાત્ શ્રી સદ્‌ગુરૂજ સર્વદાકાલ સર્વપ્રકારથી મ્હારૂં કુશળ કરશેજ એમ માનવાવાળો, અને તમારા શરણમાં તમારી સમીપ સ્થિત એવો આ મ્હને જો આ દુઃસહ સંસારમાં ત્હમે ત્યજશો, તો તમારો "શ્રીગુરૂ શરણાગતનું સદા હિત કરે છે" એવો આ વિશ્વાસ ત્રિભુવનના તળમાંથી નષ્ટ થઇ જશે; તથા આ નિષ્કપટ કરૂણાપણ જગતમાં અવશ્યમેવ નિરાધાર થઇ જશે. તાત્પર્ય કે: શરણાગત થયેલો એવો જે હું ત્હેનું આ વિષમ સંસારમાંથી સંરક્ષણ નહી કરો અને મ્હારો પરિત્યાગ કરશો, તો ત્હમારા મહિમાને કલંક ( અપવાદ ) લાગશે; માટે હે કૃપાસાગર! મ્હને આપનો દાસ જાણી મ્હારાપર અનુગ્રહ કરી ત્હમેજ મ્હારૂં સર્વદાકાલ સંરક્ષણ કરો. એવી મ્હારી સંપ્રાર્થના છે. (૨૦).

હવે એકવીશમા શ્લોકમાં– બહુલોક આપના શરણમાં સંપ્રાપ્ત થાય છે; તેમાં કારણ એ છે કે:–ત્હમે તે લોકોના સમસ્ત મનોરથ પરિપૂર્ણ કરો છો. હું પણ એજ કારણથી તમારામાં સ્વભાવથીજ અમાપ પ્રીતિવાળો છું; એમ કહે છે:–

**भवन्तं पूज्यं किं कति न मनुजाः संसृतिभयः । प्रपद्यन्ते तत्र स्फुरति तदुपाधिस्त्वव खलु ॥ अयं वै देवातोऽहमपि यदभीष्टं वितरसि । स्वभावादेव त्वय्यमितमनुरागं वितनवान् ॥ २१ ॥**

હે પ્રભો! પૂજા કરવાને યોગ્ય એવા આપના પ્રત્યે, સંસારના જન્મમરણાદિદોષોએ કરીને ગ્રસ્ત એવા કેટલાએક લોકો કેમ નથી પ્રાપ્ત થતા? કિંતુ બહુ લોક આપના શરણમાં સંપ્રાપ્ત થાય છે. પરંતુ તેમાં તે ઉપાધિ–કારણ–સ્ફુરે છે ( વર્ત્તે છે )કે:–"આલોકમાં તેઓનું જે મનોવાંછિત છે તેને ત્હમે નિશ્ચય આપો છો." જેથી હે દેવ! આ હું પણ પ્રકૃતિથીજ તમારામાં અપરિમિત પ્રીતિ ધારણ કરવાવાળો છું; એ નિઃસંદેહ છે. માટે હે દીનબંધો! આ શરણાગતનું આપ સદા અભીષ્ટ કરશોજ એવો વિશ્વાસ છે. (૨૧).

હવે બાવીશમા શ્લોકમાં–કેટલાએક લોકો ઇષ્ટસિદ્ધિઓને વાસ્તે અતિકષ્ટસાધ્ય દેવોનું આરાધન, યજ્ઞ, યમ, નિયમ, વગેરે કરે છે; તથાપિ હું તો તમારા નામ સ્મરણથીજ પૂર્ણ કામ છું; જેથી સંસારજાલને તૃણતુલ્ય તુચ્છ જાણું છું; એમ કહે છે:—

**भजन्त्येके देवान्कठिनतरसेवांस्तदपरे । मखादिव्यारूढा यमनियमसक्ताः कतिपये ॥ अहं तु त्वन्नामस्मरणकृतकामोऽनिशमयं । जगज्जालं जानेऽपि गुरुवर तुच्छं हि तृणवत् ॥ २२ ॥**

હે શ્રેષ્ઠગુરો! કેટલાએક લોકો તો જેઓની અતિશય કઠિન સેવા છે એવા દેવોનું

પૂજન કરે છે. તેમનાથીબીજા કેટલાએક લોકો યજ્ઞાદિ કર્મોવિષે વિશેષ કરીને આરૂઢ છે વળી અન્યલોકો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ યમ, અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ, તેઓને વિષે આસક્ત છે. ( અહીં યમ નિયમના ગ્રહણવડે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગનું ગ્રહણ સમજવું: એટલે કેટલાએક યમનિયમાદિ અષ્ટાંગ યોગાભ્યાસ કરવામાં તત્પર છે. ) પરંતુ આ હું તો નિરંતર તમારા નામસ્મરણવડેજ પૂર્ણકામનાવાળો થકો નિરંતર સમગ્ર જગતના સમૂહને નિશ્ચય તૃણનીપેઠે તુચ્છ જાણું છું. (૨૨)

હવે તેવીશમા શ્લોકમાં-જન્મપર્યન્ત નિરતર પુણ્યકર્મ કરવાવાળા સત્પુરૂષોનું કલ્યાણ કરવાને અર્થે તો કેટલાએક દેવો છે; તથાપિ સત્કર્મ નહિં કરવાવાળા નિરાધાર પાપીઓનું હિતકરવાવાળા હે ગુરો ! તમારાવિના આ સંસારમાં કોઇ વિદ્યમાન્ નથી; એમ કહે છે:-

**सतां श्रेयःकर्त्तुं झटिति न नृणां सन्ति कति किम् ।**
**सुपर्वाणो जन्मावधिसुकृतजन्मार्जनकृताम् ॥**
**अथोऽनालम्बानां त्वकृतसुकृतानां [illegible]रूमृते ।**
**गुरो त्वां लोकेऽस्मिन्न परमवलोके हितकरम् ॥ २३ ॥**

હે ગુરો ! જન્મપર્યન્ત સુકૃતવડે જન્મસંગ્રહ કરવાવાળા સત્પુરૂષોનું શીઘ્ર શ્રેયસ્ કરવાને અર્થે કેટલાએક દેવો કેમ સમર્થ નથી ? 'બહુ છે' પરંતુ મંગળ સૂચક એ છે કે:- " નિરાધાર અને સત્કર્મહીન પુરૂષોનું કલ્યાણ કરવાને અર્થે આપશ્રીના વિના અન્ય કોઇ સમર્થ છેજ નહીં." એ શાસ્ત્ર અને અનુભવસિદ્ધ સિદ્ધાંતને ચિત્તમાં ધારણ કરીનેજ હે દયાનિધે ! હે ગુરો ! હું આપના ચરણકમલોમાં શરણાગત થયેલો છું; માટે આપ કૃપાકરીને મ્હારા શ્રેયસ્કર થશોજ એવો પૂર્ણ વિશ્વાસ છે. (૨૩)

હવે ચોવીશમા શ્લોકમાં-સંસારસમુદ્રમાં ડૂબેલો એવો જે હું તેહેનો સમુદ્ધાર કરવાને વાસ્તે હે ગુરો ! આપ આપની સુંદર કમ્મરને જલદી મજબૂત બાંધો; કારણ કે મ્હારો ઉદ્ધાર કરવાનો આ સમય છે માટે તૈયાર થાઓ; મ્હારો અનાદર ન કરશો; એમ કહે છે:-

**ततोऽयं स्वामिन्मे गुरुवर समुद्धारसमयः ।**
**न कुर्य्यास्त्वं हेलामितरजनसाधारणतया ॥**
**समुद्धर्त्तुं सद्योऽद्य तु मम जगत्यां निपततः ।**
**बधान द्रागेव [illegible]णियं परिकरम् ॥ २४ ॥**

હે ગુરૂવર ! મ્હારો સમ્યક્ ઉદ્ધાર કરવાનો આ સમય છે; તેથી હે સ્વામિન્ ! નીચજનોથી જેમ આપ ઉપરામ રહોછો તેમ, અન્ય નીચજનોની સાથે મ્હારી તુલ્યતા કરીને અર્થાત્ નીચજનોના જેવો મને ગણીને તમે મ્હારો અનાદર ન કરો. અહીં શ્રીગુરૂ પ્રશ્ન કરે કે:- "ત્હારા ઉદ્ધારનો સમય છે તો હવે મ્હારે શું કર્ત્તવ્ય છે ?" તો સ્તોત્રકાર કહે છે:-હે ગુરો ! જગત્ જાલમાં નિરંતર પડેલો એવો જે હું, તેહેનો-મ્હારો-સમુદ્ધાર કરવાને અર્થે આજેજ તત્ક્ષણ શીઘ્ર ( નિરતિશય આતુરતા-આદર-જણાવવાને અર્થે અહીં ત્રણ અવ્યયો સાથ સાથ ગ્રહણ કરેલા છે. ) અતિશય દૃઢ અને અતિ રમણીય એવી આપની કટી ( કમ્મર )ને તમે બાંધો. તાત્પર્ય કે:-મ્હારો ઉદ્ધાર કરવાસારૂં આપ સાવધાન થઇ આ વિષમસંસારમાંથી મ્હારો ઉદ્ધાર કરો એવી પ્રાર્થના છે. (૨૪).

હવે પંચવીશમા શ્લોકમાં–વસ્ત્રાલંકારયુક્ત શ્રીસદ્‌ગુરૂદેવની મૂર્તિનું સ્વરૂપ વર્ણન કરે છે:–

**सिताभ्रश्वेताङ्गं सिततिलकभस्मादिधृतं ।**
**कराभ्यामब्जाभ्यां वरभयनिरासौ च विधृतम् ॥**
**गले रुद्राक्षस्त्रजयुतमनिशकाषायवसनम् ।**
**गुरो त्वां ये ध्यायन्त्युदयति न तेषां परिभवः ॥ २५ ॥**

હે ગુરો ! કર્પુરના જેવા શ્વેતઅંગવાળા, અને શ્વેતભસ્મતિલકાદિક ધારણ કરેલા; તથા બેહસ્તકમલોવડે વર અને અભયને ધારણ કરવાવાળા, અર્થાત્ ભક્ત જનોને વરદાન અને અભયદાન આપવા બન્ને હાથોવડે ઉદ્યત થયેલા એવા; અને ગલામાં રૂદ્રાક્ષની માલા યુક્ત, તથા નિરંતર કાષાય (ભગવાં) વસ્ત્રને ધારણ કરનારા એવા, તમોને ( ત્હમારૂં ) જે મનુષ્યો ધ્યાન કરે છે; તે પુરૂષોનો પરિભવ ( તિરસ્કાર–અનાદર ) કદાપિ ઉદય થતો નથી. (૨૫)

હવે છવીશમા શ્લોકમાં–શ્રીગુરૂનાં લક્ષણો વર્ણન કરી તે લક્ષણોવાળા શ્રીગુરૂદેવને નમસ્કાર કરે છે:—

**यतिर्यः सम्पूज्योपनिषदभिवेद्यः खलु गुरुः ।**
**निमग्नोऽद्वैताब्धौ विमलपरमात्मज्ञपुरुषः ॥**
**विरक्तः संसारे विषयललनाश्रीषु सततं ।**
**स मे पूज्यः स्वामी गुरुरिह हि तस्मै नम इनः ॥ २६ ॥**

જે મન ઇન્દ્રિયોના નિગ્રહ પૂર્વક સ્વરૂપાનુસંધાનાદિ કરવામાં યત્નશીલ હોય, અને સમ્યક્ પૂજ્ય એવાં ઉપનિષદોવડે જે જાણવાને યોગ્ય હોય, અને અદ્વૈતાત્મસમુદ્રવિષે જે લીન થયેલા હોય; તથા માયાદિ વિકાર શૂન્ય શુદ્ધ પરમાત્મતત્વને જે જાણવાવાળા પુરૂષ હોય; અને સંસારસંબંધિ શબ્દાદિક વિષય, સ્ત્રી અને લક્ષ્મી આદિ માયિક પદાર્થોમાં નિરંતર પ્રીતિરહિત જે હોય, અર્થાત્ સંસાર અને સાંસારિક પદાર્થોથી જે ઉપરામ હોય–તીવ્રતર વૈરાગ્યવાન્ હોય: તે સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વના ઉપદેષ્ટા ગુરૂ મ્હારે નિશ્ચય પૂજન કરવાને યોગ્ય છે, અને તેજ મ્હારા સ્વામી છે, તથા તેજ આલોકમાં મ્હારા ગુરૂ અને પ્રસિદ્ધ પ્રભુ છે. તે શ્રીસદ્‌ગુરૂદેવને અર્થે મ્હારો નમસ્કાર હો. (૨૬)

હવે સતાવીશમા શ્લોકમાં–શ્રીસદ્‌ગુરૂદેવનું સ્વરૂપ વર્ણન કરે છે:—

**भवाँञ्छुद्धानन्दः सदयहृदयो मङ्गलविभुः ।**
**अघद्वन्द्वातीतः शरणगतमोक्षप्रद इनः ॥**
**विद्वद्वन्द्यो निजपदनिमग्नो ह्यहरहः ।**
**महावाक्यैर्लक्ष्योऽनिशमपि जगत्यां विजयते ॥ २७ ॥**

હે ગુરો ! આ સંસારમાં શુદ્ધ, આનંદસ્વરૂપ, દયાસહિત હૃદયવાળા, કલ્યાણસ્વરૂપ, સર્વવ્યાપક: પાપ અને હર્ષશોક સુખદુ:ખાદિ દ્વન્દ્વો રહિત, અને શરણાગતને મુક્તિ આપવાવાળા, પ્રભુ, વિદ્વાનોએ વંદના કરવા યોગ્ય, અને નિરંતર સ્વાત્મપદમાં નિમગ્ન; તથા તત્ત્વમસ્યાદિ મહાવાક્યોવડે જાણવાને યોગ્ય, એવા બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા–શ્રીગુરૂ–આપ નિરંતર સર્વોત્કૃષ્ટપણાવડે વર્તો છો. (૨૭)

હવે અઠાવીશમા શ્લોકમાં–શ્રીગુરૂ સર્વદેવતાઓરૂપ તથા પરંબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ છે; એમ જણાવે છે:—

**हृषीकेशो ब्रह्मा जनिमृतिदुःखान्तक इह ।**
**त्वमेवेशः स्वामिन्द्युमणिरपि जिष्णुः सुरगुरुः ॥**
**पिता माता विद्याऽनवरतसुहृज्ज्ञानसुखदः ।**
**त्वमेव ब्रह्मात्मेति शरणगतं रक्ष ननु माम् ॥ २८ ॥**

હે સદ્ગુરો ! આ સંસારમાં વિષ્ણુ, બ્રહ્મા અને જન્મમરણાદિ દુ:ખોના નાશક સચ્ચિદાનંદસ્વરૂપ ત્હમેજ છો. તથા હે સ્વામિન્ ! ત્હમેજ મહાદેવ, ત્હમેજ સૂર્ય, ત્હમેજ ઈન્દ્ર અને બૃહસ્પતિપણ ત્હમેજ છો. તેમજ ત્હમેજ માતા, પિતા, વિદ્યા અને નિરંતર સુહૃદ (મિત્ર), તથા જ્ઞાન અને સુખના દાતા છો. વળી પરંબ્રહ્મસ્વરૂપ અને આત્મારૂપ પણ ત્હમેજ છો. એજ કારણથી હે પ્રભો ! શરણાગત એવા મ્હારૂં નિશ્ચય સંરક્ષણ કરો. (૨૮)

હવે ઓગણત્રીશમા શ્લોકમાં–હે ગુરો ! તમારાથી અન્ય કોઇ મ્હારે માનવાને યોગ્ય ઇષ્ટ નથી; તેમ તમારાથી અન્ય કોઇ પ્રધાન નથી; ત્હમેજ મ્હારૂં ઉત્તમ શરણ છો; એમ કહે છે:—

**त्वदन्यो नो मान्यो मइह तु वरेण्योऽपि न हि कः ।**
**त्वदन्यं नास्त्येवाग्रशरणमपि श्रेष्ठशरणम् ॥**
**त्वमेव दभ्रक्लेशविसरवतो मेऽनवरतम् ।**
**गुरो वेदान्तज्ञो गुणसमुदयालङ्कृत इह ॥ २९ ॥**

હે ગુરો ! મ્હારે આલોકમાં ત્હમારાથી અન્ય કોઇ માન્ય નથી; તેમ ત્હમારાથી અન્ય કોઇ ઉત્તમ પણ નથીજ, તથા ત્હમારાથી અન્ય કોઈ પ્રધાન શરણપણ મ્હારે નથીજ. હે પ્રભો ! આ સંસારમાં પ્રચુરક્લેશોના સમુદાયવડે યુક્ત એવા મ્હારે વેદાન્તના જ્ઞાતા અને શમદમશાંતિવિવેક વૈરાગ્યાદિ સમસ્ત દૈવી ગુણોના સમુદાયવડે ભૂષિત એવા ત્હમેજ નિરંતર શ્રેષ્ઠ શરણરૂપ છો. (૨૯)

હવે ત્રીશમા શ્લોકમાં–ઓગણત્રીશમા શ્લોકમાં પ્રતિજ્ઞાપૂર્વક અભ્યર્થના કરેલી છે કે:– "હે ગુરો ! તમારાથી અન્યકોઈ મ્હારે માનવાને યોગ્ય તેમ ઉત્તમ શરણ નથી." તેથી ત્હમારા ચરણારવિંદમાં શરણાગત થયેલાનો–મ્હારો–સમુદ્ધાર કરો. હું ત્હમોને નમસ્કાર કરૂં છું; એમ કહે છે:—

**ततस्त्वत्पादाब्जेऽनिशशरणलब्धोऽस्मि कृपया ।**
**शुचा संदग्धोऽहं द्रुतमपि समुद्धारय हि माम् ॥**
**गुरोऽये स्वामिस्त्वं सुयतिकुलचूडामणिरिमम् ।**
**नमो नेदिष्ठायौं नम इति च मंत्रेण मम ते ॥ ३० ॥**

પૂર્વશ્લોકમાં મેં પ્રાર્થના કરેલી છે કે:–"હે નાથ ! ત્હમારાથી અન્ય કોઈ મ્હારે માન્ય નથી, તેમ ઉત્તમશરણપણ નથી; ત્હમેજ મ્હારૂં શ્રેષ્ઠશરણ છો." તેથી હે સ્વામિન્ ! ત્હમારા ચરણકમલોમાં સંસારશોકથી સંદગ્ધ થયેલો હું નિરંતર શરણાગત થયેલો છું. હે ગુરો ! શ્રેષ્ઠયતિકુળના ચૂડામણિરૂપ ત્હમે આ બે હાથ જોડી સમીપ ઉભેલા મ્હને કૃપા કરીને શીઘ્રજ ઉદ્ધારો. હે કૃપાસાગર ગુરો ! અત્યંત નિકટવર્ત્તિ એવા ત્હમોને "ૐનમો નારાયણાય" એ પ્રકારના અષ્ટાક્ષર મંત્રવડે મ્હારો નમસ્કાર હો. (૩૦)

હવે એકત્રીશમા શ્લોકમાં—હે પ્રભો ! અધ્યાત્માદિક તાપોવડે ગ્રસ્ત એવા મ્હને ત્હમો ત્યાગ ન કરો; હું દયા કરવાને યોગ્ય છું; માટે ત્હમે સ્વાભાવિકી કૃપા વિધાન કરો, અને મ્હારો મોહ નાશ કરો; એમ કહે છેઃ—

**स[illegible]त्सृष्टं सर्वैर्जगति पतितोद्धा[illegible]क गुरो ।**
**म[illegible]चेतस्तापैर्भवगदचयैर्जग्धमपि माम् ॥**
**न जह्या जातु त्वं प्रयत दयनीयं च भवता ।**
**अरं मोहं मे वारय किल कृपां धेहि स[illegible]जाम् ॥ ३१ ॥**

હે પતિતોદ્ધારક ! અંતઃકરણના અધ્યાત્માદિ મહાતાપોવડે તથા સંસારના જન્મજરામરણાદિક રોગોના સમૂહવડે ગ્રસ્ત, અને જગત્માં સર્વસંબંધિઓએ પરિત્યાગ કરેલો, અને તેથીજ ત્હમારે દયા કરવાને યોગ્ય એવા, મ્હને કદાચિત્પણ ત્હમે ત્યાગ ન કરો. હે પવિત્ર ગુરો ! શીઘ્રજ આ સંસારસંબંધિ મ્હારા મોહને નિવારણ કરો; અને આપ સ્વાભાવિકી કૃપાને વિધાન કરો. ભાવ એ છે કેઃ—હે પ્રભો ! આપ સદા ભક્તવત્સલ દયાળુ દેવ છો; માટે અનુગ્રહકરીને મ્હારા સર્વમોહને નિવારણ કરો; અને મ્હારા ઉપર આપ આપની સ્વાભાવિકી કૃપાકરો એવી મ્હારી પ્રાર્થના છે. વળી મ્હારી પ્રાર્થના સફળ કરવાને આપ સમર્થ છો, માટે મ્હારી પ્રાર્થના અનુગ્રહકરી સ્વીકારશોજ એવો મ્હને પૂર્ણ વિશ્વાસ છે. (૩૧)

હવે બત્રીશમા શ્લોકમાં—આ શ્રીગુરૂમહિમ્નઃસ્તોત્રના કર્ત્તાને જે શ્રીસદ્ગુરૂપરમાત્માની કૃપાથી અનાયાસે અલભ્યલાભ સંપ્રાપ્ત થયો છે; તે શ્રીસદ્ગુરૂના ચરણકમલોમાં સ્તોત્રકર્ત્તા પુનઃ પુનઃ નમસ્કાર કરે છેઃ—

**चिदानन्दो भिक्षुर्निशादिनमहं यस्य दयया ।**
**चिदानन्दस्थो ही जगति स[illegible]साऽस्मीति हि गुरोः ॥**
**[illegible]यांघ्य्ब्जं प्रतिदिनमभीक्ष्णं खलु परं ।**
**कृपावारां सिन्धुं हृदयतिमिरध्वंसमिहिरम् ॥ ३२ ॥**

['आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्य च । श्रेयस्कामो न गृ[illegible]याज्ज्येष्ठापत्यकलत्रयोः॥' ( પોતાનું નામ, શ્રીગુરૂનું નામ, અતિકૃપણનું નામ, જેષ્ઠપુત્રનું નામ, અને સ્ત્રીનું નામ; એ પાંચ નામ મોક્ષની કામનાવાળો વૈખરી વાણીથી ગ્રહણ ન કરે; અર્થાત્ અન્યજનો સાંભળે તેમ ઉચ્ચારણ ન કરે. ) આ નિષેધવચનથી સ્વનામ ઉચ્ચારણ કરવું અશ્રેયસ્કર છે; છતાંપણ શ્રીગુરૂને વિષે નિરતિશયભક્તિથી અને શ્રીગુરૂના અનુગ્રહથી મળેલા અલભ્ય લાભથી પ્રેમ મોહવશથતાં વિસ્મય થઈ અત્યંત આતુરતાવડે નિષેધનું ઉલ્લંઘન કરી આ સ્તોત્રકર્ત્તાએ પોતાનું નામ ગ્રહણકરી આ બત્રીશમો શ્લોક ઉચ્ચારેલો છે. આવા પ્રયોગ ભટ્ટિકાવ્યમાં દેખાય છે; જેથી આ પ્રયોગ નિઃશંક નિર્દોષ છે. ]

આ જગતમાં જે શ્રીસદ્ગુરૂપરમાત્માની કૃપાથી હું ચિદાનંદનામા સંન્યાસી અકસ્માત્ નિરંતર સચ્ચિદાનંદ સ્વરૂપમાં સ્થિતિવાળો થયો છું; એ નિશ્ચય મહાન્ આશ્ચર્ય છે. કારણકે વિનાપરિશ્રમે કેવળ શ્રીસદ્ગુરૂસ્વામીની મહત્કૃપાથીજ મ્હને અપૂર્વ નિરતિશય સુખનો લાભ થયો છે; જેથી મ્હને અત્યંત વિસ્મયતા ઉદ્ભવે છે. તેથી કૃપારૂપીજળના સમુદ્રરૂપ અને ભક્તોના હૃદયના અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર સૂર્યસ્વરૂપ એવા, તે શ્રીસદ્ગુરૂ દેવના ઉત્તમચરણકમલને નમ્રતાપૂર્વક દિનદિન પ્રત્યે વારંવાર નિરંતર હું નમસ્કાર કરૂં છું. ઈતિ શબ્દ સ્તોત્રની સમાપ્તિને અર્થે છે. (૩૨)

હવે તેત્રીશમા શ્લોકમાં—આ સ્તોત્રપાઠનું ફળ કહે છેઃ—

**गुरोरिमं यः पठते परं स्तवम् ।**
**समाहितोऽघौघघनप्रभञ्जनम् ॥**
**स विन्दतेऽत्राखिलभोगसम्पदे ।**
**विदेह[illegible]किं लभते ततोऽचिरा[illegible] ॥ ३३ ॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीचिदानन्दस्वामिना विरचितं श्रीगुरुमहिम्नःस्तोत्रं सम्पूर्णम् ॥**

ઇન્દ્રિયમનાદિકને વશ રાખનાર જે પુરૂષ, શ્રદ્ધા ભક્તિપૂર્વક પાપના સમૂહરૂપ મેઘને નાશ કરનાર વાયુરૂપ આ ઉત્તમ સ્તવનને ભણે છે; તે મનુષ્ય આલોકમાં નિખિલ ભોગ સંપદાને (વૈભવોને) પામે છે, અને દેહપાતાનંતર શીઘ્રજ વિદેહ કૈવલ્યમુક્તિને પામે છે. (આ તેત્રીશમા શ્લોકનું "વિશાલવંશસ્થ વૃત્ત" છે.) (૩૩)

**इति श्रीगुरुमहिम्नः स्तोत्रम् ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः**

---

## श्रीआत्मचिन्तनम् ॥

**॥ अहं ब्रह्मास्मीत्यनुभवं वदति शिष्यः ॥**

'**अहं ब्रह्मास्मि**' (હું બ્રહ્મસ્વરૂપછું.) આ પ્રકારનો અનુભવ શિષ્ય કથન કરે છે.

**अनुष्टुप् छन्दः ।**

**अहमेव परंब्रह्म वासुदेवाख्यमव्ययम् ।**
**इति स्यान्निश्चयान्मुक्तो बद्ध एवान्यथा भवेत् ॥ १ ॥**

'વાસુદેવનામવાળા અવિનાશી પરંબ્રહ્મ હુંજ છું.' આવા નિશ્ચયથી પુરૂષ મુક્ત થાય છે; અન્યથા બંધાયલોજ થાય છે. ૧.

**अहमेव परंब्रह्म न चाहं ब्रह्मणः पृथक् ।**
**इत्येवं समुपासीत ब्राह्मणो ब्रह्मणि स्थितः ॥ २ ॥**

'હું જ પરંબ્રહ્મ છું, અને હું બ્રહ્મથી પૃથક્ (ભિન્ન) નથી;' આ પ્રકારથી બ્રાહ્મણ (બ્રહ્મરૂપ થવાની ઇચ્છાવાળો મુમુક્ષુ—મુખ્ય અધિકારી) બ્રહ્મમાં સ્થિત છતો સમ્યક્ આત્માની ઉપાસના કરે. ૨.

**अहमेव परंब्रह्म निश्चितं चित्त चिन्त्यताम् ।**
**चिद्रूपत्वादसङ्गत्वादबाध्यत्वात्प्रयत्नतः ॥ ३ ॥**

હે ચિત્ત! ચિદ્રૂપતા હોવાથી, અસંગપણું હોવાથી, અને પ્રયત્નથી પણ અબાધ્યપણું હોવાથી, 'હું જ પરંબ્રહ્મ નિશ્ચિત છું,' આમ ત્હારે ચિંતન કરવાને યોગ્ય છે. ૩.

सर्वोपाधिविनिर्मुक्तं चैतन्यं च निरन्तरम् ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा कथं वर्णाश्रमी भवेत् ॥ ४ ॥

સર્વ ઉપાધિઓથી રહિત, ચૈતન્ય, અને જે ભેદ રહિત છે, તે બ્રહ્મ 'હું છું' આમ જાણીને વર્ણાશ્રમી શામાટે થાય? કોઇ પ્રકારથી પણ ન જ થાય. ૪.

अहं ब्रह्मास्मि यो वेद स सर्वं भवति त्विदम् ।
नाभूत्या ईशते देवास्तस्यात्मैषां भवेद्धि सः ॥ ५ ॥

જે 'હું બ્રહ્મસ્વરૂપ છું' એમ જાણે છે. તે તો આ સર્વ (સર્વાત્મા) થાય છે, તેની અભૂતિને વાસ્તે દેવતાઓ સમર્થ થતા નથી; જેથી તે (જ્ઞાની) આ દેવોના આત્મા થાય છે. ૫.

अन्योऽसावहमन्योऽस्मीत्युपास्ते योऽन्यदेवताम् ।
न स वेद नरो ब्रह्म स देवानां यथा पशुः ॥ ६ ॥

'આ અન્ય છે, હું અન્ય છું' આવીરીતે જે પોતાનાથી ભિન્ન દેવતાને ઉપાસે છે, તે મનુષ્ય બ્રહ્મને જાણતો નથી; તે તો જેમ મનુષ્યના પશુ હોય છે તેમ દેવતાઓનો પશુ છે. ૬.

अहं देवो न चान्योऽस्मि ब्रह्मैवाहं न शोकभाक् ।
सच्चिदानन्दरूपोऽहं निर्विकल्पस्वभाववान् ॥ ७ ॥

હું દેવ છું, અન્ય છું નહિ; બ્રહ્મજ હું છું; હું શોકને ભજવાવાળો નથી; કિન્તુ નિર્વિકલ્પસ્વભાવવાળા સચ્ચિદાનન્દ સ્વરૂપ હું છું. ૭.

आत्मानं सततं ब्रह्म संभाव्य विहरन्ति ये ।
न तेषां दुष्कृतं किञ्चिद्दुष्कृतोत्था न चापदः ॥ ८ ॥

જે પુરૂષો આત્માને નિરંતર બ્રહ્મરૂપ નિશ્ચયકરીને વિચરે છે, તેઓને લેશમાત્ર દુષ્કૃત (પાપ) નથી; તથા દુષ્કૃતોથી ઉદ્ભવેલી આપત્તિઓ પણ નથી. ૮.

आत्मानं सततं ब्रह्म संभाव्य विहरेत्सुखम् ।
ससारे ऽसारे यस्तस्य दुःखं न जायते ॥ ९ ॥

જે પુરૂષ આત્માને નિરંતર બ્રહ્મરૂપ નિશ્ચયકરીને સુખપૂર્વક વિચરે છે. તેને અસાર-સંસારવિષે દુઃખ ઉત્પન્ન થતું નથી. ૯.

क्षणं ब्रह्माहमस्मीति यः कुर्यादात्मचिन्तनम् ।
स महापातकं हन्यात्तमः सूर्योदयो यथा ॥ १० ॥

જે પુરૂષ ક્ષણમાત્ર 'હું બ્રહ્મસ્વરૂપ છું' એમ આત્માના ચિન્તનને કરે છે, તે જેમ સૂર્યનો ઉદય અંધકારને નાશ કરેછે, તેમ મહાપાતકનું હનન કરે છે. ૧૦.

अज्ञानाद्ब्रह्मणो जातमाकाशं बुद्बुदोपमम् ।
आकाशाद्वायुरुत्पन्नो वायोस्तेजस्ततःपयः ।
अंभसः पृथिवी जाता ततो व्रीहियवादिकम् ॥ ११ ॥

બ્રહ્મના અજ્ઞાનથી બુદ્બુદોની ઉપમાવાળું આકાશ ઉપજ્યું, આકાશથી વાયુ ઉદ્ભવ્યું; વાયુથી તેજ, તેજથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ; તથા પૃથ્વીથી વ્રીહિ (ડાંગર) યવાદિ અન્ન ઉત્પન્ન થયાં. ૧૧.

**पृथिव्यप्सु पयो वह्नौ वह्निर्वायौ नभस्यसौ ।**
**नभोऽप्यव्या[illegible]ते तच्च शुद्धे शुद्धोऽस्म्यहं हरिः ॥ १२ ॥**

પૃથ્વી જળવિષે, જળ અગ્નિમાં, અગ્નિ વાયુવિષે, આ વાયુ આકાશવિષે, આકાશપણ અવ્યાકૃતમાં, અને તે અવ્યાકૃત–અજ્ઞાન–શુદ્ધબ્રહ્મમાં કલ્પિત છે, 'તે શુદ્ધબ્રહ્મ હું છું.' ૧૨.

**अहं विष्णुरहं [illegible] [illegible] हरिः ।**
**कर्तृभोक्त्रादिकं सर्वं तदविद्योत्थमेव च ॥ १३ ॥**

વ્યાપકશીલ પરમાત્મા હું છું. વૈકુંઠવાસી વિષ્ણુ હું છું, અને ભક્તોનાં પાપોને હરનારા નારાયણ ભગવાન હું છું; કર્ત્તા ભોક્તાપણું ઇત્યાદિ સર્વ વિકારો તેમની અવિદ્યાશક્તિથી ઉત્પન્ન થયેલા છે. ૧૩.

**अच्युतोऽहमनन्तोऽहं गोविन्दोऽहमहं हरिः**
**आनन्दोऽहमशेषोऽहमजोऽहममृतोऽस्म्यहम् ॥ १४ ॥**

અચ્યુતભગવાન્ હું છું, હું અનંત છું. ગોવિન્દ હું છું, હું હરિ છું; હું આનન્દરૂપ છું, અશેષરૂપે હું છું. હું અજન્મા છું. અને હુંજ અમૃતરૂપ છું. ૧૪.

**नित्योऽहं निर्विकल्पोऽहं निर्विकारोऽहमव्ययः ।**
**सच्चि[illegible]हः पररूपोऽस्म्यहं सदा ॥ १५ ॥**

નિત્ય હું છું, નિર્વિકલ્પ હું છું, નિર્વિકાર હું છું, હું અવિનાશી છું, હું સદ્રૂપ છું, હું જ્ઞાનસ્વરૂપ–ચિદ્રૂપ–છું, હું આનન્દના સમૂહરૂપ છું, ને હુંજ સદા પરમબ્રહ્મસ્વરૂપ છું ૧૫.

**ब्रह्मैवाहं न संसारी मुक्तोऽहमिति भावयेत् ।**
**अशक्नुवन् भावयितुं वाक्यमेतत्सदाऽभ्यसेत् ॥ १६ ॥**

'હું બ્રહ્મસ્વરૂપજ છું, કદાપિ સંસારી નથીજ, હું મુક્તસ્વરૂપ છું;' આવી ભાવના કરે. કદાચ ભાવના કરવાને અર્થે અશક્ત હોય તો આ વાક્યનો સદા અભ્યાસ કરે. ૧૬.

**ध्यानयोगेनैकमासाद्ब्रह्महत्यां व्यपोहति ।**
**षण्मासाभ्यासयोगेन सर्वं पापं व्यपोहति ॥ १७ ॥**

ધ્યાનયોગવડે એકમાસપર્યન્ત અભ્યાસ કરવાથી બ્રહ્મહત્યાને દૂર કરે છે; અને છમાસસુધી અભ્યાસયોગકરવાવડે સર્વ પાપને દૂર કરે છે. ૧૭.

**संवत्सरकृता[illegible]वाप्नुयात् ।**
**यावज्जीवं सदाऽभ्यासाज्जीव[illegible]क्तो न संशयः ॥ १८ ॥**

એકવર્ષપર્યન્ત ધ્યાનયોગનો અભ્યાસકરવાથી અષ્ટ સિદ્ધિઓને પ્રાપ્ત થાય છે; તથા જીવનપર્યન્ત સદા અભ્યાસકરવાથી જીવન્મુક્ત થાય છે, એમાં સંદેહ નથી. ૧૮.

**नाहं देहो न च प्राणो नेन्द्रियाणि तथैव च ।**
**न मनोऽहं न बुद्धिश्च नैवचित्तमहङ्कृतिः ॥ १९ ॥**

હું સ્થૂલ સૂક્ષ્મ કારણ દેહરૂપ નથી. હું પંચપ્રાણોરૂપ નથી, હું જ્ઞાનેન્દ્રિયોરૂપ નથી, તેમ કર્મેન્દ્રિયોરૂપ પણ નથી; હું મન નથી, હું બુદ્ધિ નથી, અને હું ચિત્ત તથા અહંકાર પણ નથી. ૧૯.

**नाहं पृथ्वी न सलिलं न च वह्निस्तथाऽनिलः ।**
**न चाऽऽकाशो न शब्दश्च न च स्पर्शस्तथा रसः ॥ २० ॥**

હું પૃથ્વી નથી, હું જળ નથી, અને હું અગ્નિરૂપ તથા વાયુરૂપ નથી; અને હું આકાશ નથી; તથા શબ્દ નથી, અને સ્પર્શ નથી, તેમ રસરૂપ હું નથી. ૨૦.

**नाहं गन्धो न रूपं च न मायाऽहं न संसृतिः ।**
**सदा साक्षिस्वरूपत्वाच्छिव एवाऽस्मि केवलम् ॥ २१ ॥**

હું ગન્ધરૂપ નથી, અને હું રૂપપણ નથી, અને હું માયા નથી, તેમ સંસારરૂપ પણ નથી; હું સદા સાક્ષિસ્વરૂપ હોવાથી કેવલ શિવરૂપજ છું. ૨૧.

**अकर्त्ताऽहमभोक्ताऽहमसङ्गः परमेश्वरः ।**
**सदा मत्सन्निधानेन चेष्टते सर्वमिन्द्रियम् ॥ २२ ॥**

હું અકર્ત્તા છું, હું અભોક્તા છું, હું સદા અસંગ પરમેશ્વર છું; મ્હારી સન્નિધિમાત્રવડે સર્વ ઇન્દ્રિયો પોતપોતાના વ્યવહારમાં ચેષ્ટા કરે છે. ૨૨.

**आदिमध्यान्तमुक्तोऽहं न बद्धोऽहं कदाचन ।**
**स्वभावनिर्मलः शुद्धः स एवाहं न संशयः ॥ २३ ॥**

હું આદિ મધ્ય અને અંતથી રહિત છું, હું કદાપિપણ બંધાયલો નથી; જે સ્વભાવથી સદાનિર્મલ શુદ્ધ છે, તેજ હું આત્મા છું; એમાં સંશય નથી. ૨૩.

**सर्वज्ञोऽहमनन्तोऽहं सर्वगः सर्वशक्तिमान् ।**
**आनन्दः सत्यबोधोऽहमिति ब्रह्मानुचिन्तनम् ॥ २४ ॥**

'હું સર્વજ્ઞ છું, હું અનન્ત છું, હું સર્વવ્યાપક અને સર્વશક્તિમાન્ છું; હું આનંદસ્વરૂપ અને સત્યજ્ઞાનરૂપ છું;' આ પ્રકારે ચિન્તવન કરવું તેજ બ્રહ્મનું અનુચિંતન છે. ૨૪.

**अयं प्रपञ्चो मिथ्यैव सत्यं ब्रह्माहमद्वयम् ।**
**अत्र प्रमाणं वेदान्ता गुरवोऽनुभवस्तथा ॥ २५ ॥**

"આ માયિક પ્રપંચ-સંસાર-મિથ્યાજ છે, સત્યસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મજ હું છું," આમાં વેદાન્ત ( ઉપનિષદો ) ગુરુઓ તથા પોતાનો અનુભવ પ્રમાણ છે. ૨૫

**मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् ।**
**मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥ २६ ॥**

બ્રહ્મથકી અભિન્ન એવા મ્હારામાંજ નિખિલ નામરૂપ ક્રિયાત્મક ભૂત ભૌતિક વિકારી જગત્ વિવર્ત્તરૂપે ઉત્પન્ન થયેલું છે; તથા આત્મસ્વરૂપ મ્હારાવિષેજ ભૂતભૌતિક સમસ્ત પ્રપંચ સ્થિતિ કરીને રહેલું છે; તેમજ ચિદાનંદસ્વરૂપ મ્હારાવિષેજ અખિલ જગત્ વિનાશકાલે વિલયતાને પામેછે; તે અદ્વિતીય-જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એવા ભેદથીરહિત-એક-દેશકાલવસ્તુ પરિચ્છેદ શૂન્ય પરંબ્રહ્મ પરમાત્મા હું છું. ૨૬.

**ब्रह्मैवाहं न संसारी न चाहं ब्रह्मणः पृथक् ।**
**नाहं देहो न मे देहः केवलोऽहं सनातनः ॥ २७ ॥**

હું બ્રહ્મસ્વરૂપ છું, હું કદાપિ સંસારી (જીવ) નથી; તેમ હું બ્રહ્મથી પૃથક્ જુદો નથી; હુ દેહ નથી, તેમ દેહ મ્હારો નથી; હું કેવળ સનાતન પરમાત્માજ છું. ૨૭.

**इति श्री आत्मचिंतनं समाप्तम् ॥**

# રામઋષિકૃત—શ્રીગુરૂમહિમા.

( રાગ. ગીતધોળ—ગરબી. )

આજ હું તો સદ્‌ગુરૂસ્વામી પામીરે, દંડવત પાંચ કર્યાં શિશનામીરે:
પ્રથમ નમું આપ્યું જેણે આતમજ્ઞાનરે, કૃપા કરી કાપી મને જેણે શાનરે; ૧
જ્ઞાન થકી ગોવિંદ જેણે ઓળખાવ્યારે, તે શ્રીસદ્‌ગુરૂસ્વામી અંતર ભાવ્યારે;
ગુરૂજીએ દેહાભિમાન છોડાવ્યુંરે, હુંને મારાપણાનું ફુંદું તોડાવ્યુંરે; ૨
તત્વસાર ગુરૂગોવિંદ એક રૂપરે, અન્ય બીજું ત્રિલોકમાં ન સ્વરૂપરે;
આદ્ય મધ્યઅંત હરિગુરૂ સંતરે, જેના ગુણ ત્રિલોકમાં છે અનંતરે; ૩
ગુરૂજ્ઞાન ગંગાજળ નિત્ય પાનારે, સૌને આપે બ્રહ્મસુખને શાતારે;
હરિગુરૂ સંત ચરણ સદા સેવુંરે, સચ્ચિદાનંદ સાથે ગુરૂનામ લેવુંરે; ૪
ગોવિંદ થકી સદ્‌ગુરૂ શ્રી અધીકરે, સેવા શ્રદ્ધા ભક્તિ થકી તમે ડીકરે;
દે છે પરમારથ કારણ શિખરે, માયા નાગણીનું ઉતારે છે વિખરે; ૫
હરિના સરજ્યા ભમે જીવ જગ જાળરે, આપે મુક્તિ ગુરૂ ટાળી કલિકાલરે;
ભક્તવત્સલ ગુરૂ ઓળખાવે ગોપાલરે ટાળી માન મોહ મમતા માયા જાલરે; ૬
જાણી પોતાતણો કરે પ્રતિપાલરે, પૂર્ણ એવા ગુરૂ પરમાત્મા દયાળરે:
મારા શિરપર સદ્‌ગુરૂશ્રીની છાપરે, વસજો સદા હૃદયમાં ગુરૂબાપરે; ૭
શુક, સનકાદિક, જનક, નારદરે; ઈન્દ્ર, ચન્દ્ર, દેવ, ઋષિ, ને શારદરે:
પામ્યા ગુરૂવચનગ્રહી સુખરાશીરે, ટાળી ક્ષણમાત્રમાં લક્ષચોરાશીરે; ૮
શાસ્ત્રીસ્વામી, પંડિત, ને નારાયણરે, રામાદિ સૌ ભક્ત ગુરૂ પરાયણરે;
કૈવલ્યમુક્તિ પામ્યા ગુરૂચરણ સેવીરે, વારંવાર પુનરાવૃત્તિ નાવે તેવીરે; ૯
જૈમિની, શૌનક, ભૃગુ જગન્નાથરે; રામદાસ, તુકારામ, એક નાથરે;
જનાર્દન, યાજ્ઞવલ્કય, નામદેવરે; મુક્તિ પામ્યા ગુરૂતણી કરી સેવરે; ૧૦
ભર્તૃહરરાજા ને ગોપીચંદરે, ગુરૂ સેવી થયા અમર આનંદરે;
માધવાનંદગુરૂને શંકરાચાર્યરે, આપે જ્ઞાનભક્તિ કરે મોક્ષ કાર્યરે: ૧૧
સર્વેભક્ત ગુરૂચરણો સેવી તરીયારે, અમર થઇને બ્રહ્મસાગરમાં ઠરીયારે;
હું તો ગુરૂચરણમાં મસ્તક નામુંરે, ગુરૂપ્રસાદે જીવનમુક્તિ સુખ પામુંરે; ૧૨
ગુરૂવિના તરવાનો નહિં ઉપાયરે, યશગાય ગુરૂગીતામાં શિવરાય;
ગુરૂવિના કર્મ સફળ ન થાયરે, સર્વે શુભહેતુમાં ગુરૂની સહાયરે; ૧૩
કદિ લાખ કરોડ સાધન હશેરે, ગુરૂ સહાય વિના સર્વે વ્યર્થ થશેરે;
બ્રહ્મગુરૂની કૃપા હોયે જો જરીરે, વિના વહાણે સમુદ્ર જવાય તરીરે; ૧૪
હરિગુરૂની મ્હેરથકી ગિરિવરેરે, ચડી, પગહીન છતાં તો ઉતરેરે;
ફુલથકી વજ્રમણિ છેદી નાખ્યારે, તેણે જાણો હરિગુરૂ વચન સાંખ્યારે; ૧૫
કમલતંતુથકી હસ્ત જેણે બાંધ્યારે, તેણે હરિગુરૂ સાથે સંબંધ સાંધ્યારે;
ગુરૂવિના પાર ન પામે લેશરે, શિવજીએ કર્યો ઉમાને ઉપદેશરે; ૧૬

નગુરા જનને માયા લાગે છે મીઠરે, બ્રહ્મગુરૂનો મહિમા ન જાણે પાપીષ્ટરે;
જેણે ગુરૂજ્ઞાન ધર્યું નહિં હૈએરે, તેને પ્રભુનો દ્રોહી કૃતઘ્નિ કહિએરે; ૧૭
ગુરૂજીને મનુષ્યરૂપે જે જાણેરે, તેને યમ વૈતરણીમાં તાણેરે;
શ્રીગુરૂ બ્રહ્માવિષ્ણુ શિવરૂપરે, પરિબ્રહ્મનારાયણનું સ્વરૂપરે; ૧૮
ગુરૂજીને ગાળ કાઢે તે કપૂતરે, મુખે નરક શૂળો ભરે યમદૂતરે;
સંતગુરૂ ચરણે નમાવે ન શિશરે, શત્રુરૂપ જાણે તેને જગદીશરે; ૧૯
ગુરૂજીની સેવામાં ચૂક પડાવેરે, તેને હરિચક્રની ધારે ચડાવેરે;
ગુરૂની નિંદા સૂણે બુદ્ધિના હેવાનરે, શીસુ ગાળી રેડી કરે બંધ કાનરે; ૨૦
ગુરૂવિનાનો સાફ્ટ જેવો સાપરે, તેનું મુખ દીઠે ચડે બહુ પાપરે;
ગુરૂવિનાનો નગુરો ફરે ધરી દેહરે, મૂવાપછી ઢોર અવતરે તેહરે; ૨૧
ગુરૂજીની મરજાદા રાખે નહિ જેહરે, થાય બ્રહ્મ રાક્ષસ રણમાં તેહરે;
ગુરૂતણી શય્યા ઉપર પગ ધારેરે, તેને ત્રણુલોકમાં કાંણુ ઉગારેરે; ૨૨
ગુરૂજીને તુચ્છ વાણીથી બોલાવેરે, મિથ્યા છિદ્રો ખોળવા ચિત્ત દોડાવેરે;
બોલે ગુરૂને હુંકારા ટુંકારા કરીરે, નિર્જળ રણમાં પ્રેત થાયે, પાપી મરીરે; ૨૩
મહિમા ગુરૂતણો વેદચારે ગાયરે, જેથી રહું છું ગુરૂચરણમાં સદાયરે;
ગુરૂસચ્ચિદાનંદ જ્ઞાન સ્વરૂપરે, જેને હૃદયે આતમતત્વ અનૂપરે; ૨૪
તત્ત્વમસિતણો અખંડ આનંદરે, ત્રિગુણાતીત આપી ટાળે ભવ ફંદરે;
પ્રેમ કરીને ગુરૂચરણો જે જન પૂજેરે, તેના ઘટમાં આતમરામજી સૂઝેરે; ૨૫
જેણે પ્રેમે ગુરૂચરણોદક પીધુંરે, તેણે ત્રણુલોકનું તીરથ કીધુંરે;
તીર્થો સર્વે સદ્ગુરૂ ચરણે વશીયાંરે, જેમાં ન્હાતાં પાપીઓનાં પાપ ખશીયાંરે; ૨૬
આરોગે જે ગુરૂપ્રસાદને પ્રીતેરે, તેણે લક્ષ યજ્ઞ કર્યા જાણો નિત્યેરે;
ગુરૂપાદ રજ મસ્તકપર ધરેરે, તે તો અવિનાશી વરને વરેરે; ૨૭
પ્રેમે ગુરૂને સંતોષ જેણે પમાડયોરે, તેણે નિત્યે ચૌદ લોકને જમાડયારે;
કાશીક્ષેત્ર ગુરૂનિવાસને ભણોરે, સદ્ગુરૂને કાશીવિશ્વનાથ ગણોરે; ૨૮
ગુરૂચરણોદક ગંગાજી સંતુલ્યરે, નિશ્ચયગુરૂ તારક મંત્ર અમૂલ્યરે;
કરે પ્રકંમાને દંડવત્ પ્રણામરે, સહેજે સાધન સિદ્ધ થઈ સરે કામરે; ૨૯
અનૂપમ ગુરૂ જાણી આવ્યો શરણુરે, નિવારો શ્રીનાથજી જન્મને મરણુરે
પામ્યો દેહ ધરી ધરી બહુ દુઃખરે, હવે પ્રભુજી આપો અવિચળ સુખરે; ૩૦
અપરાધમારા મેઘ બિંદુ ગણુરે, વનસ્પતિપાન ભૂમિરેણું કણુરે
તેના સમતુલ્ય છે, દોષો અમાપરે; પિઠાયો હું પારવિનાનો શ્રીબાપરે; ૩૧
લેઇ શરણે સદ્ગુરૂજી મહારાજરે, રાખો પ્રભુ બાંહ્યગ્રહ્યાની લાજરે;
અપરાધો જેસો હમારા જો ઇશરે, ત્યારે કેમ કોઈ કાલે હું તરીશરે; ૩૨
માતાપિતા બાળકને જ્યારે મારેરે, ત્યારે તેને બીજું તે કોણુ ઉગારેરે;
ગુરૂથકી શ્રેષ્ઠ નથી ત્રણે લોકેરે, બીજા દેહધારી બૂડયા ભવશોકેરે; ૩૩
પરમ પ્રેમાસ્પદ પૂરણુ છો દેવરે, કરૂં હું તો આપ ચરણુની સેવરે;
શરણેતો શિવવિષ્ણુ નવ રાખેરે, ગુરૂ દ્રોહી કૃતઘ્નિને, વેદભાખેરે; ૩૪

શિવવિષ્ણુ તણો કોપ ગુરૂ કાપેરે, ભક્તજાણી શાંતિ અવિચળ સ્થાપેરે;
એવાશ્રેષ્ઠ મહિમાવાળા ગુરૂસ્વામીરે, નિર્ગુણ અદ્વૈત છો અંતર્યામીરે; ૩૫
લાંબા પગે બેસેગુરૂની સન્મુખરે, તેણે ભારેમારી માતાજીની કૂખરે;
પતિતપાવન ગુરૂ કૃપાથી થાયરે, ચિત્ત ગુરૂદર્શનથી હરખાયરે; ૩૬
મેલામનની હોળી અંતરની ધોઇરે, આવે શરણે તેને હણે નહીં કોઇરે;
ગુરૂ ગુણ ગાયે જો કર્મ ન નાશેરે, ત્યારે કાંણ તમારા ચરણ ઉપાસેરે: ૩૭

સૂર્ય ઉદય થએરહે અંધકારરે, ત્યારે તેને શીદ ઇચ્છે સંસારરે;
અમૃત પીધે મહારોગ નવ જાયરે, ત્યારે અમૃત પીધાનો શો મહિમાયરે. ૩૮
કલ્પવૃક્ષ સેવે કલ્પના ન જાયરે, ત્યારે તેને સુરતરૂ કેમ કહેવાયરે;
ગંગાઆદિ તીર્થન્હાએ રહે પાપરે, ત્યારે ગંગાતીર્થનો શો પરતાપરે ૩૯
પારસ પરસે લોહ જો હેમ ન થાયરે, ત્યારે તેને પારસ કેમ કહેવાયરે;
સિંહને શરણે જાંબુક જ્યારે ખાયરે, ત્યારે સિંહશરણે ગયે શું થાયરે; ૪૦
ગોળી વૈદ્યતણી ખાતાં રહે રોગરે, ત્યારે વૈદ્ય નામતણો છે કયાં જોગરે;
અગ્નિસંગે રહેતાં જો ઠંડક વાયરે, દશ વૈદ્યસમો અગ્નિ કેમ કહેવાયરે; ૪૧
હરિગુરૂ નામ લેતાં દમે અજ્ઞાનરે, ત્યારે કાંણ ભજશે ગુરૂ ભગવાનરે;
કામક્રોધ લૂંટવા ભરે જો હામરે, ત્યારે હરિગુરૂ શરણનું શું કામરે; ૪૨
દાસ પીડા પામે, પ્રભુ તમને ખોટરે, કરો એવું કાલ ચઢાવે ન ચોટરે;
પ્રભુ ભજન કરતાં જો ભકત પીડાયરે, તેનો બટ્ટો તમને છે શ્રીગુરૂરાયરે; ૪૩
આપો આપ ચરણની ભકિત દેવરે, ટાળો મારી મમતાને અહમેવરે;
વસો મારા હૃદયકમલ મોઝારરે, તેણે મારાં કારજ થાય અપારરે; ૪૪
જ્યારે આપતણું રખવાળું હોયરે, ત્યારે આતમધન ન લૂટે કોયરે;
મારે હૃદયે કરશો પ્રભુ જ્યારે વાસરે, ત્યારે સહુ થશે અવિદ્યા નાશરે: ૪૫

વર્તાવોને એક તમારી આણરે, ઉઘાડો શ્રીરામરતનની ખાણરે;
દીનપણું દૂરકરો જગન્નાથરે, હેતે પ્રીતે ઝાલો પ્રભુજી હાથરે; ૪૬
બેસાડોને પાસે બોલાવી બાપરે, હવે શીદ પમાડોછો પરિતાપરે;
ભમાવો છો શીદ હવે ભગવાનરે, દયાકરીને દેજો અભયપદ દાનરે; ૪૭
નાઠે નહિં છૂટો ત્રિભુવનનાથરે, મૂકું નહિં પ્રભુ તમારો હું સાથરે;
ભૂમિ રજકરણસમ હોય, વેરીરે, કદિ હોય અહિ વિખસમ ઝેરીરે; ૪૮
કરે મેઘબિંદુ સંખ્યાસમ વિઘ્નરે, તોયે સંગ આપનો મૂકે નહિ મનરે;
કરે સાંધાવાંધા માયા બહુ જોરરે, એનું એવું કારમું કામ કઠોરરે; ૪૯
ક્ષણવાર જંપવા દે ન જરાયરે, માટે માયા નિવારો શ્રીગુરૂરાયરે;
હરિગુરૂ સંતમાં અંતર પાડેરે, માયા જીવને લોભલાલચ દેખાડેરે; ૫૦
એ માયાને જીતે મહાશૂર વીરરે, ચળે નહિં ધર્મધુરંધર ધીરરે;
ચૌદબ્રહ્માંડ ભૂમિજાણે ગૌપદેરે, સાત સિંધુ અંજલિ નીરમાં વદેરે; ૫૧
ધીરવીરને પૂર્ણ પ્રભુ હસ્તામલરે, તેને હોય મૃત્યુ અમૃતનું ફલરે;
બૂડતો મ્હને ભવસાગરથી તારોરે; સફળકરો મારો માનવ જન્મારોરે; ૫૨

જાણો કાંઈ માગશે મારીપાસરે, રખે એવું જાણુતા શ્રીઅવિનાશરે;
દેવ ઈંદ્રાસન સ્વર્ગ રિદ્ધિસિદ્ધિરે, જોઇએ નહિં મારે સર્વે નવનિધિરે; ૫૩
જાણ્યા ભોગપદારથ નરક તુલ્યરે, માગું આપચરણુની સેવા અમૂલ્ય રે;
માગું પ્રેમભક્તિ સતસંગ શાંતરે, બ્રહ્મરસ પીવા માગું છું વેદાંતરે; ૫૪
રહું હુંતો હરિગુરૂ સંતને શરણેરે, પાયે લાગું હરિગુરૂ નિરખી નયણેરે;
પ્રભુ કૃપાથી નડે નહિ સંસારરે, સદા રહું હરિગુરૂ નામ આધારરે; ૫૫
સચ્ચિદાનંદ બ્રહ્મ ઉદ્ધારણુ નામરે, તાર્યા ભકતકોટિ પામ્યા નિજ ધામરે;
મારી સ્વલ્પમતિ સ્વલ્પગુણુ ગાયરે, આપ ગુણુ તણો અધિક મહિમાયરે; ૫૬
મેરૂ નીલગિરિસમ કરે શાહીરે, ભરે મહાસિંધુ ખડીઆની માંહિરે;
ઉત્તમદેવ વૃક્ષની કલમ કરેરે, પૃથ્વીરૂપી કાગળ ઉપર ધરેરે; ૫૭
સદાકાલ યદિ સરસ્વતી લખેરે, બ્રહ્માઆદિ દેવ દાનવ રહે પખેરે,
તોયે બ્રહ્મગુરૂતણા ગુણુનો પારરે, નાવે કોટિ કલ્પ વિત્યેથી લગારરે; ૫૮
સત્યનામ હરિગુરૂ તણું એકરે, કરે તેનો મહાપુરૂષ વિવેકરે;
ગુરૂમહિમા સૂણે શીખેને જે ગાયરે, બ્રહ્મગુરૂનું ધ્યાન ધરી લાગે પાયરે; ૫૯
એવાં નરનારી જે જગમાં હોયરે, તેને કાલ તણો સદા નથી ભોયરે;
થાય સચ્ચિદાનંદ સુખથી ખુશીરે, ગુરૂ ચરણે નમી કહે રામ ઋષિરે; ૬૦

શ્રીગુરૂમહિમા સંપૂર્ણ.

---

## જીવરામ મામલતદારની અરજી.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને; એ રાહ )

સ્વતઃસિદ્ધશ્રી અમરાપુરી છે નામજો, મહાશુભસ્થાન પૂજ્યારાધ્યે ધામજો;
અનેક શુભ ઉપમાલાયક તે સ્થાન છે, તેમાં વસિયા પૂર્ણ પુરૂષોત્તમ સ્વામજો;
અરજી મારી સુણુજો રે તમે શ્રીહરિ૦ ૧
શ્રી મહારાજાધિરાજ છો પ્રતિપાલરે, પાપ સંહારણુ દુઃખનિવારણુ નામજો;
કૃપાસિંધુ છો ભવતારણુ ભગવાનરે, દીન દયાળુ ભક્તવત્સલ શ્રીરામજો; અરજી૦ ૨
દેહ ગામ વાસી સેવક હું છું શ્રી પ્રભુ, પદવી મામલતદાર તણી સ્વીકારજો;
જીવરામ નામે ઓળખે મુજને વિશ્વમાં, તમને મારા સાષ્ટાંગથી નમસ્કારજો; અરજી૦ ૩
દિન દિન વધજો અધિક પ્રતાપ આપનો, અવિનાશી છો ભવસાગરનું ઝાંઝજો;
વિનતી મારી એ છે સાહેબ આપને, કૃપા કરી મને આપ્યું દેહ ગામ રાજજો; અરજી૦ ૪
પૂર્વકર્મના યોગે વિદ્યા નવ ભણ્યો, ચાર્જ લીધા યોગ્ય થોડી વિદ્યા આવીજો;
પૂર્વ જન્મના દુર્ગુણુ આળસ પ્રમાદથી, મદ મસ્તાઈ મુજને તો ઘણી ભાવીજો: ૫
દુષ્ટ પાપ બુદ્ધિથી દુર્લભ રાજ્યમાં, મદ મસ્તાઈ ધારી છાકીને ફાટયોજો;
હરિગુરૂ તમને વિસાર્યા મેં વિશ્વમાં, ઝાલી સઘળી અવળી મેં તો વાટયોજો; ૬
રાજ્ય ખુવારી કરતો મુજને દેખીને, હાથ નીચેના નોકરો જે ફરતાજો;
હુકમ મારો કોઈ કદી માને નહિં, મન ગમતું એ સર્વે કારજ કરતાજો; અરજી૦ ૭
નામ માત્રનો હુકમદાર હું થયો, કોઈ નવ મારો ભય રાખે લવલેશજો;
હાથ નીચેના નોકરો થઇ ગયા લાંચીઆ, દુરાચારી તે સર્વેનો કહું વેશજો; અરજી૦ ૮

પટેલ ક્રામાજી મનગમતું નિત્ય કરે ક્રાધાજી ફોજદાર તો સાથે મળતાજો;
ઇર્ષાજી મજમુનદાર મોટા રાજ્યમાં, જુલમી સિપાઇ સાથે સર્વેને નડતાજો; અરજી૦ ૯
મહારાજા મમતજી ફડનવીશજો, રાજ્યમાં કોઇથી પાછા તે નવ ફરતાજો;
મોહ મસ્તરજી મેહેતા મુત્સદી સર્વજો, ગર્વ કરીને સર્વે એક થઈ રહેતાજો; અરજી૦ ૧૦
માનાજી દેશાઈ તો અક્કડ થઈ ફરે, રાજ્યમાં કોઇની આગળ તે નવ નમતાજો;
ઈન્સ્પેકટર અહંકારજી આવીઆ, સૌને માથે શિરેદાર છે ચઢતાજો; અરજી૦ ૧૧
કેફાજી મરોઠીઆ ડાહ્યા થઈ ફરે, લેઇ હૂકોને ગાંડા સર્વને કરતાજો;
દોસ્તદાર ભંગાજી આવે છે સર્વદા, ગાંજેસિંહ ઠાકોર તો તેમના ભળતાજો; અરજી૦ ૧૨
દરબાર અફિણજી રહે છે રાજ્યમાં, રંગ કસુંબા કાઢે દરબારી ભારેજો;
ડંકા રાવણીઆના ત્યાંતો વાગીયા, વણ બોલાવ્યા બકતા ડોલાં મારેજો; અરજી૦ ૧૩
પ્રજા નગરમાં વસનારી છે માહારી, વહેમશા મોદી બજારમાં છે ભારીજો;
છલ કપટીલાલ રહે છે ત્યાં મુનિમજી, સાથે તો વસિયા લોભાજી કોઠારીજો; અરજી૦ ૧૪
જૂઠાશા ઝવેરી શેઠ મહાજનમાં, એમની વાતો સૌથી છે વળી ન્યારીજો;
દલાલ કુસંગજી ફરતા રહે ગામમાં, પ્રપંચશા વેપારી ગામમાં ભારીજો; અરજી૦ ૧૫
કુચાલજી ગાંધી હાટ માંડે ઠેકનાં, એમનો વ્યાપાર ચાલે છે ધમધોરજો;
અનેક જન્મના દુષ્કર્મે આવી મળ્યા, રાજ્ય વ્યવસ્થાના નોકરો બંડખોરજો; અરજી૦ ૧૬
ઇસ્પિતાલમાં દંભાજી દાકતર છે, ચૌટે વેશ્યા કુમતિ કરે અનાચારજો;
નિરક્ષરભટ્ટાચાર્ય વસે છે રાજ્યમાં, દીઠો તેમનો લેશ નહિ આચારજો; અરજી૦ ૧૭
સર્વ સમાજની અજાણે પ્રીતિ કરી, નવ સમજાયા દુષ્ટ સર્વ દોસ્તદારજો;
જાણ્યું ત્યારે આપ તરફથી આવીયો, વિપરીત કરતો જરાસંધ ચોપદારજો; અરજી૦ ૧૮
કહી છે મુખજુબાની તેણે મુજને, ગદ્દગદીત મારો થયો છે કંઠજો;
હેડબેડી લેઇ આવ્યો તે મુજ ધામમાં, લાવ્યો છે સાથે કેદ તણું વારંટજો; અરજી૦ ૧૯
એવું સૂણીને મસ્તક પુરી થરથરે કર્ણ રોડનો ડંકો થયો શૂન્યકારજો;
નેત્ર શેરીના દીવા ત્યાંતો ઝાંખા પડયા, દંતગઢ તો પડી થયો ભયંકારજો; અરજી૦ ૨૦
નાસીકા ગલીઓ કબજે કીધી ગામની, પ્રાણવાયુ તો આવે નહિં નવ જાયજો;
હસ્ત ગઢતો જીરણ થઇ નબળા પડયા, તેનાથી નવ પાશેરભાર લેવાયજો; અરજી૦ ૨૧
ગળગળીત ચરણકોટ સાંધાભયા, કેશ નિશાનાં શ્વેત થયાં ભરપૂરજો;
પેટલાદ પુરમાં માલ હવે ખપતો નથી, ચરમ બગીચાનું સર્વે નાઠું નુરજો; અરજી૦ ૨૨
કટિસ્થંભ તો વાંકા પડીને ચાલીયા, વાફ બારીએ તો તુટલો થાય અવાજજો;
જીહ્વા પુરમાં કસોટી સોનું ન પારખે, દેહગામ રાજ્યનું સર્વ થયું અકાજજો; અરજી૦ ૨૩
આપ સાહેબનો હપતો હવે આવીઓ, કયાંથી લાવીને આપનું ભરણું ભરવુંજો;
માલ ખજાનો અધર્મથી ખાલી કર્યો, કરૂણાસાગર કરૂણાથી માફ કરવુંજો; અરજી૦ ૨૪
ગુન્હેગાર કંગાલ દેહ ગામ વાસિની, મામલતદાર જીવરામની આ અરજી જો;
કબુલ રાખજો દયા કરીને શ્રી હરિ, સહાય કરોને શરણે આવ્યો ગરજીજો; અરજી૦ ૨૫
આપ પ્રભુના બા'નાના પરતાપથી, નહિં ડોડું હવે જગકર્તા વિશ્વનાથજો;
જીવ મામલતદાર વિશ્વપતિ ભગવાન્ છે, ગુરૂ કૃપાથી કેહે છે **જગન્નાથજો;** અરજી૦ ૨૬
માગું દીનદયાળુ સેવા ચરણની, અંતે માગું વિદેહ મુક્તિનું રાજ્યજો;
ગાય શિખેને અરજી સમજી સાંભળે, **જગન્નાથ** કહે તેનાં સરશે કાજજો; અરજી૦ ૨૭

# શ્રીસદ્‌ગુરૂનો ગરબો.

કે ગરબે સદ્‌ગુરૂને રમીએ, કે જુઠડે મારગ નવ ભમીએ;
કે સદ્‌ગુરૂ ચરણે જઇ શમીએ, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧
કે શરદની રજની અજવાળી, કે રમવા સંત સખી ચાલી;
કે લે છે કાંઇ તનમન શું તાળી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૨
કે કાર્તિકે કર્મ ગયાં નાશી કે હું તો થઇ સદ્‌ગુરૂની દાસી;
કે હવે હું તો નહિં ભમું કાશી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૩
કે માગશરે મનમારૂં મળીયું, કે વિષયા ભાવ થકી ટળીયું;
કે જેમ લૂણ પાણીમાં ગળીયું, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૪
કે પોશે પાસે છે સ્વામી, કે ઘટમાં અલખ પુરૂષ પામી;
કે નિશદિન રહિછું શિશ નામી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૫
કે માહે મહાપદવી પામી, કે મળ્યા મુને પોતાના સ્વામી;
કે સુરતી મારી ઈશ્વર શું જામી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૬
કે ફાગણે બ્રહ્મ રહ્યો ફુલી, કે હવે હું તો દેહ દશા ભૂલી;
કે મનસા સુખસાગર ઝૂલી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૭
કે ચૈતરે ચૈતન્ય થઈ જાગી, કે ભ્રાંતિ મારી મનડાની ભાગી,
કે ચોટ મને સદ્‌ગુરૂની લાગી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૮
કે વૈશાખે વિશ્વ થકી ન્યારા, કે ચિદાનંદ પ્રાણ થકી પ્યારા;
કે ક્ષણું એક નહિં મૂકું ન્યારા, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૯
કે જેઠની જુક્તિ નહિં કાચી, કે પ્રભુજીની વાતલડી સાચી;
કે બ્રહ્મ મગનમાં હું રાચી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧૦
કે અષાડે અંતર ધૂન લાગી, કે ચોદિશ અમૃત ઝડ વાગી;
કે સદ્‌ગુરૂ શબ્દે હું જાગી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ; ૧૧
કે શ્રાવણે સુરતા ચડી ઉંચી, કે જડી મુને બ્રહ્મ તણી કુંચી;
કે સુરતા મારી આતમ શું ખુંચી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧૨
કે ભેદતો ભાદરવે ભાગ્યો, કે અનુભવ સ્વાત્મ તણો જાગ્યો;
કે દ્વૈતાદ્વૈત મતો ત્યાગ્યો, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧૩
કે આશો આવ્યો ઉલટમાં, કે અનહદ નાદ ઘડયો ઘટમાં;
કે પ્રભુજી મળ્યા ત્રવેણી તટમાં, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧૪
કે ઇંગળા પિંગળા દો નાડી, કે સુષુમણા ખેલ રચ્યો ભારી;
કે સુરતે નુરતે શણુગારી, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ; ૧૫
કે ગરબો વર્ષ તણો કીધો, કે અનુભવ ગ્નાન તણો લીધો;
કે વસ્તે અમૃત રસ પીધો, કે ગરબે સદ્‌ગુરૂને રમીએ;— ૧૬

ઇતિ શ્રી સદ્‌ગુરૂનો ગરબો.

---

## શ્રીસદ્ગુરૂદેવની આરતી.

જય સદ્ગુરૂ સ્વામિજી (૨) આરતી ઉતારૂં (૨)
પ્રભુ અન્તર્યામિ, ૐજયદેવ જય ગુરૂદેવ ॥ ૧ ॥

આદિતે અવિનાશ પધાર્યા પુરમાં, પ્રભુ પધાર્યા૦ ।
ભક્તવત્સલ ભગવાન્ (૨) વસિયા એ ઉરમાં ॥ ૐજયદેવ૦ ॥ ૨ ॥

સોમે સત્ય સ્વરૂપ સુન્દરતા શોભે, પ્રભુ સુન્દરતા૦ ।
નિરખે નરને નાર (૨) મુનીનાં મન લોભે ॥ ૐજયદેવ૦ ॥ ૩ ॥

મંગલ મૂર્ત્તિ મહારાજ ત્રિગુણાતીત કહાવો, પ્રભુ ત્રિગુણા૦ ।
પિણ્ડ બ્રહ્માણ્ડની પાર (૨) ભક્તજનને ભાવો ॥ ૐજયદેવ૦ ॥ ૪ ॥

બુદ્ધિ અનુપમસાર ગાય વેદની વાણી. પ્રભુ ગાય૦ ।
ઉપનિષદ્નો સાર (૨) સંત રહ્યા જાણી ॥ ૐજયદેવ૦ ॥ ૫ ॥

ગુરૂ પ્રગટ કરૂણાગાર, ભક્તને બ્રહ્મવિદ્યા આપી, પ્રભુ ભક્તને૦ ।
કોટિ જન્મનાં કર્મ (૨) તે નાંખ્યાં કાપી ॥ ૐજયદેવ૦ ॥ ૬ ॥

શંકર સદ્ગુરૂ સોય જીવ કોઈક જાણે, પ્રભુ જીવ૦ ।
અખણ્ડાનન્દ અદ્વૈત (૨) તે સુખ તે માણે ॥ ૐજયદેવ૦ ॥ ૭ ॥

શાને સમજે જે કોઇ તે કૈવલ્ય પામે, પ્રભુ તે કૈવલ્ય૦ ।
કૃષ્ણજી ભજ સોઇ (૨) ગર્ભ વેદના વામે ॥ ૐજયદેવ૦ ॥ ૮ ॥

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિં । દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્ ॥
એકં નિત્યં વિમલમચલં સર્વધી સાક્ષિભૂતં । ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરૂં તં નમામિ ॥૧॥

આનન્દમાનન્દકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધયુક્તં ।
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્ગુરૂં નિત્યમહં નમામિ ॥ ૨ ॥

ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુર્ગુરૂર્દેવો મહેશ્વરઃ । ગુરૂરેવ પરંબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩ ॥
અજ્ઞાનતિમિરાન્ધસ્ય જ્ઞાનાંજનશલાકયા । ચક્ષુરૂન્મિલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૪ ॥
અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરં । તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૫ ॥
નિત્યં શુદ્ધં નિરાભાસં નિરાકારં નિરંજનં । નિત્યબોધં ચિદાનન્દં ગુરૂં બ્રહ્મ નમામ્યહમ્ ॥૬॥
કરચરણકૃતં વાક્કાયજં માનસં વા । શ્રવણનયનજિહ્વાકર્મજં વાપરાધમ્ ।
વિહિતમવિહિતં વા સર્વમેતત્ક્ષમસ્વ । તવ ચરણસરોજે શ્રીગુરોહં નમામિ ॥ ૭ ॥

## શ્રીરામચન્દ્રજીની સ્તુતિઃ ॥

શ્રીરામચન્દ્ર કૃપાળુ ભજમન હરન ભવભય દારૂણમ્ ।
નવકંજ લોચન કંજમુખ કરકંજ પદ કંજારૂણમ્ ॥ ૧ ॥

કંદર્પ અગણિત અમિત છબિ નવનીલ નીરજ સુન્દરમ્ ।
પટપીત માનહુ તડિત રૂચિ સુચિ નૌમિ જનકસુતાવરમ્ ॥ ૨ ॥

શિરકિરિટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણમ્ ।
આજાનુભુજ શરચાપધર સંગ્રામજિત ખરઃદૂષણમ્ ॥ ૩ ॥

ભજ દીનબંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકન્દનમ્ ।
રઘુનન્દ આનન્દકન્દ કૌશલચન્દ દશરથ નન્દનમ્ ॥ ૪ ॥

ઇતિ વદિત તુલસીદાસ શંકર શેષ મુનિ મન રંજનમ્ ।
મમ હૃદયકંજ નિવાસ કરિ કામાદિ ખલદલ ગંજનમ્ ॥૫॥

## સ્તુતિપદ.

જાચું છું જગતાત હું વિનયથી વિનંતી કાને ધરો,
થાતી આ કળિકાળમાં કુબુદ્ધિથી પીડા બધી પરહરો;
થૈએ જે થકી આચરી નીતિ સુખે સન્માર્ગમાં સુધરી,
નિત્યે દીલ વિષે સનાતન સદા ધર્મે પ્રવૃત્તિ કરી.

ચળચળ પ્રિયબંધુ ગ્રહ નક્ષત્ર તારા, ચળચળ પ્રિયબંધુ મેહેલ મંદિર સારા;
ચળચળ પ્રિયબંધુ પૃથ્વીને આપ આદિ, ચળચળ પ્રિયબંધુ મેરૂ વિંધ્યાચળાદિ.
ચળચળ પ્રિયબંધુ સૂર્ય બ્રહ્માંડ મોટા, ચળચળ પ્રિયબંધુ ચંદ્ર ચંદ્રાંગ છોટા;
ચળચળ પ્રિયબંધુ વિષ્ણુને રૂદ્ર જેવા, ચળચળ પ્રિયબંધુ લક્ષ્મી બ્રહ્માદિ દેવા.
અચળજ પ્રિયબંધુ સત્ય પુરૂષ વાક્યં, અચળજ પ્રિયબંધુ સનાતન ધર્મ સત્યં;
અચળજ પ્રિયબંધુ સર્વદા સાક્ષિભૂતં, અચળજ પ્રિયબંધુ સચ્ચિદાનંદ રૂપં.

**ब्रह्माहं यत्प्रसादेन मयि विश्वं प्रकल्पितम् ।**
**नौमि श्रीजानकीदासं सच्चिदानन्द सद्गुरुम् ॥**

જેમના કૃપાપ્રસાદવડે 'હું બ્રહ્મસ્વરૂપ છું' એવું, અને 'મ્હારા વિષેજ આ નામરૂપ ને ક્રિયાવાળું વિકારી જગત્ વિવર્ત્તરૂપે કલ્પાએલું છે' એવું નિઃસંદિગ્ધજ્ઞાન થયું છે; તે સદ્રૂપ, ચિદ્રૂપ અને સુખસ્વરૂપ એવા સદ્‌ગુરૂ શ્રીજાનકીદાસજી મહારાજને હું નિત્ય નમસ્કાર કરૂં છું.

શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં ।
વિશ્વધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યં ।
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥

શાન્તાકારં શિખરશયનં નીલકંઠં સુરેશં ।
વિશ્વાધારં ગગનસદૃશં શુકલવર્ણં સુભાંગમ્ ॥
ગૌરીકાન્તં ત્રિતયનયનં યોગિભિર્ધ્યાનગમ્યં ।
વન્દે શંભું ભવભયહરં સર્વ લોકૈકનાથમ્ ॥

શાન્તાકારં ભુવનશયનં ભસ્મભાલં સુરેશં ।
વિશ્વાધારં ગગનસદૃશં શુકલવર્ણં ગુરોત્વામ્ ॥
વિદ્યાકાન્તં ત્રિતયનયનં ધ્યાનબોધૈસ્તુ ગમ્યમ્ ।
વન્દે દેવં ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥



# શુદ્ધિપત્રં.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધં. | શુદ્ધં. |
|---|---|---|---|
| 1 | ૨૭ | ઇાત | ઇતિ |
| 1 | ૪૧ | તથાતિ | તથાપિ |
| 4 | ૨૧ | श्लोकाथः | श्लोकार्थः |
| 5 | ૨૫ | तत्व | तत्त्व |
| 6 | ૨૪ | तत्व | तत्त्व |
| 6 | ૨૬ | તત્વ | તત્ત્વ |
| ૯ | ૯ | विश्वोस | विश्वोत्प |
| ૯ | ૩૩ | અશાંતિ | અશાંત |
| ૧૦ | ૨૩ | મરારાજ | મહારાજ |
| ૧૦ | ૨૮ | વાવ | ભાવ |
| ૧૮ | ૭ | સુમુદ્ર | સમુદ્ર |
| ૧૮ | ૨૯ | વૈદ્યો | વૈદ્યો |
| ૨૦ | ૨૯ | જ મ | જન્મ |
| ૨૩ | ૨૯ | ચલાયનામ | ચલાયમાન |
| ૨૬ | ૧૧ | આપાના | આપના |
| ૨૭ | ૮ | સમ યે | સમયે |
| ૨૮ | ૨૭ | ચૂગામ | ચૂડામ |
| ૩૦ | ૧૯ | ગદભ | ગર્દભ |
| ૩૧ | ૯ | ( त | ( तं |
| ૩૧ | ૧૬ | ચૂર્ણાના | ચૂર્ણના |
| ૩૧ | ૧૬ | દુઃખાવના | દુઃખદિના |
| ૩૪ | ૨૦ | આનદો | આનંદો |
| ૩૫ | ૧૮ | પાઠનપાઠન | પઠનપાઠન |
| ૩૯ | ૨૩-૨૪ | दुखं | दुःखं |
| ૪૨ | ૭ | नित्य | नित्यं |
| ૪૮ | ૨૯-૩૬ | આધ્યાત્મિકા | આધ્યાત્મિકા |
| ૫૦ | ૩૧ | નિઃશક | નિઃશંક |
| ૫૪ | ૧૫ | त्वदन्य | त्वदन्यं |
| ૫૫ | ૨૧ | द्र्यब्ज | द्र्यब्जं |
| ૫૮ | ૩ | ચતન્ય | ચૈતન્ય |
| ૬૧ | ૨૩ | પમાડ્યો | પમાડ્યા |
| ૬૩ | ૩૧ | ૫ | અ૨જી૦૫ |
| ૬૩ | ૩૩ | ૬ | અ૨જી૦૬ |
| ૬૪ | ૧ | ક્રાધા | ક્રોધા |
| ૬૪ | ૨ | સાંથે | સાથે |
| ૬૪ | ૨૩ | ડંકા | ડંકો |

## શ્રીભગવત્કથાનું અંતિમ મંગળાચરણ.

અચ્યુતં શાશ્વતં નિષ્પ્રપંચાત્મકં । નિર્ગુણં નિષ્કલં નિર્મલં વ્યાપકં ॥
નિષ્ક્રિયં સચ્ચિદાનંદરૂપો સ્મ્યહમ્ । આદ્યયં કેવલં શુદ્ધદેવં ભજે ॥૧॥
યસ્યપ્રસાદાદહમેવવિષ્ણુર્મય્યેવ સર્વં પરિકલ્પિતં ચ ।
ઈત્થં વિજાનામિ સદાત્મરૂપં તસ્યાંઘ્રિપદ્મં પ્રણતોસ્મિ નિત્યમ્ ॥૨॥
પ્રચંડપાખંડવિખંડનોદ્યતં ત્રયિશિરોર્થપ્રતિપાદને રતં ।
બુધૈર્નુતં યોગકલાભિરાવૃત્તં નમામિ તં શંકરદેશિકં તતમ્ ॥૩॥
અખંડાનન્દ બોધાય શિષ્યસન્તાપહારિણે ।
સચ્ચિદાનંદરૂપાય શિવાય ગુરવે નમઃ ॥ ૪ ॥

---

## श्रीभगवत्स्मरणं-धुनो-

(૧) હરે રામ હરે રામ રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
(૨) હરે શિવ હરે શિવ શિવ શિવ હરે હરે,
હરે શંભો હરે શંભો શંભો શંભો હરે હરે.
(૩) હરે હર હરે હર હર હર હરે હરે.
હરે વિષ્ણો હરે વિષ્ણો વિષ્ણો વિષ્ણો હરે હરે.
(૪) ગુરો શિવ ગુરો શિવ શિવ શિવ ગુરો ગુરો.
ગુરો દેવ ગુરો દેવ દેવ દેવ ગુરો ગુરો.
(૫) જય જય અસ્તિ ભાતિ પ્રિયરૂપ, સબઘટ સાક્ષી શુદ્ધસ્વરૂપ.
(૬) જય જય પરંબ્રહ્મ સદ્‌ગુરૂ, જય જય શિવશંકર સદ્‌ગુરૂ.
(૭) જય શ્રીહરિસચ્ચિદાનંદ, જય શ્રીસદ્‌ગુરૂ પરમાનંદ.
(૮) જય જય સદાશિવ સદ્‌ગુરૂ, જય જય જગન્નાથ સદ્‌ગુરૂ.
(૯) જય જય ચિદાનંદ સદ્‌ગુરૂ, જય જય નારાયણ સદ્‌ગુરૂ.
(૧૦) જય જય રામચંદ્ર સદ્‌ગુરૂ, જય જય બ્રહ્મદેવ સદ્‌ગુરૂ.
(૧૧) વિશ્વનાથ વિશ્વેશ્વર સ્વામી, વિશ્વંભર પ્રભુ અન્તર્યામી.
(૧૨) હર હર જગન્નાથ વિષ્ણો, હર હર મહાદેવ શંભો.
(૧૩) માત તાત હરિસંત ગુરૂ દેવા, મન કર્મ વચને કરીએ સેવા.
(૧૪) માત તાત ગુરૂ બ્રહ્મ સમાના, તાહિં કૃપાસે ભવદુઃખ હાના.
(૧૫) તજ મન મદ્યાદિ પરનારી, જપતપ તીર્થ જશો પરવારી.
(૧૬) ભજ મન સત્સંગં સત્પુણ્યં તજમન પલાંડુ લશુનં.
(૧૭) દે દે પ્રાણીઓને અન્ન જલ, લે લે સ્વર્ગાદિ સુફલ.
(૧૮) જય જય ગુરૂમહારાજા ગુરૂ જય જય પરંબ્રહ્મ સદ્‌ગુરૂ.
(૧૯) ગોવિન્દ ગોવિન્દ રથાંગપાણે, ગોવિન્દ ગોવિન્દ હરે મુરારે.
ગોવિન્દ ગોવિન્દ મુકુન્દ કૃષ્ણ, ગોવિન્દ ગોવિન્દ નમો નમસ્તે.

(૨૦) [illegible]
ગોવિન્દ ગોવિન્દ વ્રજેશબાલ, ગોવિન્દ ગોવિન્દ નમો નમસ્તે.

(૨૧) ગોવિન્દ ગોવિન્દ સુરાસુરેશ, ગોવિન્દ ગોવિન્દ પિતર્મહેશ.
ગોવિન્દ ગોવિન્દ ચરાચરેશ, ગોવિન્દ ગોવિન્દ નમો નમસ્તે.

(૨૨) મહાદેવ શિવ શંકર શંભો, ઉમાકાન્ત હર ત્રિપુરારે.
મૃત્યુંજય વૃષભધ્વજ શૂલિન્, ગંગાધર મૃડમદનારે.

(૨૩) શિવહર શંકર ગૌરીશં વન્દે ગંગાધરમીશં.
રૂદ્રં પશુપતિમીશાનં, કલિહર કાશીપુરનાથં.

(૨૪) ૐ નમઃ શિવાય નમઃ શિવાય નમઃ શિવાય નમો નમસ્તે.

(૨૫) ૐ નમો ભગવતે વાસુદેવાય.

હરિઃૐ હરિઃૐ હરિહરિ હરિઃૐ ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

# ખુશ ખબર.

પરમપૂજ્ય શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂવર્ય પરમહંસ મહાત્મા શ્રી ૧૦૮ સ્વામિજી શ્રી જાનકીદાસજી મહારાજના કોઇ પરમ શ્રદ્ધાભક્તિમાન્ પ્રેમી સજ્જન ભક્તને, **શ્રી સ્વામિજીમહારાજના સ્મરણાર્થે** કદાચ કોઈ વેદાન્તનો ગ્રન્થ ગુજરાતી ટીકા સાથે પ્રસિદ્ધ કરવાની શુભેચ્છા હોય; તો તેઓ યદિ સંવત્ ૧૯૭૯ ના માઘમાસની મહાશિવરાત્રિ સુધીમાં અમોને નીચેના સરનામે લખી જણાવશે, તો તે લખી આપવા–શ્રીગુરૂજીની સેવા કરવા–અમો તૈયાર છીએ. એક વખત અમોને રૂબરૂમાં મળશો–અથવા પત્રદ્વારા ખુલાસો કરશો કરાવશો.

સ્વામી ચિદાનંદજી.
ઠે. ઠક્કર મકનદાસજીને બંગલે,
મુ. રાસ–તાબે–બોરસદ.

---

એક પોષ્ટ કાર્ડ નીચેના સરનામે લખી મોકલવાથી આ પુસ્તક મુમુક્ષુ અધિકારી સજ્જનોને જ્યાં સુધી પુસ્તક સીલકમાં હશે ત્યાં સુધી વિના મૂલ્યે મોકલવામાં આવશે.

ઠક્કર હરગોવિન્દદાસ નરસિંહદાસ.
મુ. રાસ–તાબે–બોરસદ.

